# કેક્ટીનાં પુષ્પો



નવલરામ ત્રિવેદી

| | |
|---|---|
| પરિણીતા (ત્રીજી આવૃત્તિ) | ૦–૮ |
| પલ્લી સમાજ (નવલકથા) | ૧–૪ |
| છબી (ટૂંકી વાર્તાઓ) | ૧–૦ |
| ચંદ્રનાથ (નવલકથા) | ૦-૧૪ |
| સ્વામી (ટૂંકી વાર્તાઓ) | ૧–૪ |
| કાશીનાથ (ટૂંકી વાર્તાઓ) | ૧–૮ |
| સાવકી મા (નવલકથા) | ૨–૮ |
| શ્રીકાન્ત (ભા. ૧–૨) | ૩–૦ |
| શ્રીકાન્ત (ભા. ૩–૪) | ૪–૦ |
| નવીના (નવલકથા) | ૩–૦ |
| ભૈરવી ,, | ૨–૮ |
| વિપ્રદાસ ,, | ૩–૦ |
| ગૃહદાહ ,, | ૩–૦ |
| ચરિત્રહીન ,, | ૩–૮ |
| દત્તા ,, | ૨–૦ |
| વિરાજવહુ ,, | ૦-૧૦ |
| દેવદાસ ,, | ૧–૦ |
| અનુરાધા ,, | ૩–૦ |
| અરક્ષણીયા ,, | ૦–૬ |
| છૂટકારો ,, | ૧–૪ |
| નવવિધાન ,, | ૦–૬ |
| અપૂર્વ ભારતી ,, | ૩–૮ |
| ત્રણ વાર્તાઓ | ૦-૧૨ |
| બે ટૂંકી વાર્તાઓ | ૦–૪ |

શરદ્બાબુની બાળવાર્તા (છપાય છે)

લખો

પ્રકાશક,
શંભુલાલ જગશી શાહ
ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય,
ગાંધી રસ્તો : અમદાવાદ.

પ્રથમ આવૃત્તિ : ઈ. સ. ૧૯૩૯
દોઢ રૂપિયો

મુદ્રક:
મણીલાલ કલ્યાણદાસ પટેલ
સૂર્યપ્રકાશ પ્રિન્ટિંગ પ્રેસ
પાનકોરનાકા : અમદાવાદ.

તિમિરાશયને ભેદે, વળીં સૌમ્ય પ્રકાશ દે;
સમર્પિત થઇ તેને, સફળા કૃતિ આ બને.

આ લેખકનાં બીજાં પુસ્તકો.

*

કારાવાસની કહાણી

શિક્ષણનું રહસ્ય

સમાજ સુધારાનું રેખાદર્શન

કેટલાંક વિવેચનો

'માનસશાસ્ત્ર' (સંપાદન)

'ગ્રામમાતા' (સંપાદન)

'હૃદયત્રિપુટી' (સંપાદન)

# ઉપોદ્ઘાત

શ્રી. નવલરામ ત્રિવેદીના આ પુસ્તકની પ્રસ્તાવના મારે લખવી— અને એ માટેની મારી યોગ્યતા મેં 'અ–કવિ' નાં લખાણોથી સિદ્ધ કરી છે—એમ જ્યારે આજથી છ એક માસ પહેલાં એમણે મને વાતચીતમાં કહેલું, ત્યારે એ પુસ્તકનું નામ 'કેતકીનાં પુષ્પો' પણ તે વખતે પાડવામાં આવેલું એવું કાંઈક યાદ છે. એમણે લીધેલું વચન એ ભાઈ ભૂલકણા છે તેથી ભૂલી જશે એ મારા મનનું સાંત્વન હતું. પણ અંતરનો અવાજ પણ દગો દઈ શકે છે એ પરમસત્યની ઝાંખી કરવાનો લહાવો લેવાનો હોય તેમ તેમણે એમના સ્વભાવ વિરુદ્ધ જઈ આખું લખાણ પ્રગટ થયે એ પ્રસ્તાવના વિષે યાદ આપી—અને તેથી વચન પ્રમાણે એમના આ પુસ્તક સાથે આ પ્રસ્તાવના જોડાય છે.

શ્રી. નવલરામનાં લખાણો પ્રગતિશીલ, વિચારપ્રેરક ને હાસ્યકટાક્ષયુક્ત હોય છે. એમાં એમણે રજુ કરેલું મંતવ્ય કેટલીક વખત એટલું વેધક હોય છે કે જવાબ આપનારને ઘડીભર થોભી જવું પડે. એટલે એ દૃષ્ટિએ એમના લખાણની પ્રસ્તાવના લખવામાં સમયના અભાવે કદાચ હું એ વિષે વધુ લખી ન શકું એ પણ મારી દિલગીરી હતી. 'ગુજરાતી સાહિત્યમાં હાસ્ય અને કટાક્ષ—' એ વિષય પર મારે ભવિષ્યમાં લખવું છે ત્યારે કાંઈક વધારે આપી શકાશે એમ સાંત્વન લઈ થોડું પ્રાસંગિક જ આંહી તો આપવું ઉચિત ધાર્યું છે.

આઈન્સ્ટાઈનને કોઈએ કહ્યું કે આ તમારો સાપેક્ષવાદ સામાન્ય માણસ પણ સમજી શકે એવી કાંઈ સાદી વ્યાખ્યા છે કે નહિ ? તેણે જવાબ દીધો: 'છે. તમે સ્ટેશને ગાડીની રાહ

જોતા બેંચ ઉપર બેઠા હો ને તમારી પાસે કોઈ ખખડધજ વૃદ્ધ આવીને ઉધરસ ખાતો બેસે તો તમને પાંચ મિનીટ કાઢતાં પાંચ કલાક જેટલો સમય ગાળ્યો હોય તેટલો શ્રમ પડેઃ પણ જો, કોઈ રૂપધારી જુવાન સ્ત્રી પાસે આવીને બેસી જાય તો સમયનું પ્રમાણ તરત બદલાઈ જશે. પછી તમે પાંચ કલાકનો સમય ગાળો ત્યારે પણ તમને લાગશે કે, હજી તો પાંચ જ મીનીટ થઈ છે! આનું નામ સાપેક્ષવાદ!' તેવી રીતે—હાસ્યનું સૌ સમજે એવું એક લક્ષણ કહેવું હોય તો કહી શકાય કે જે વાંચીને તમે ન હસો, તો તમારા તરફ સૌ હસે—એ લખાણમાં હાસ્ય છે.

કહે છે કે બાલ્ઝાકમાં wit–નર્મમર્મ (?) છે—પણ Humour—હાસ્ય નથી. ટૉલ્સટૉયમાં તો કોઈ આશા રાખે પણ નહિ ને હાસ્યરસ છે પણ નહિ. આપણે ત્યાં જેમ કવિ ન્હાનાલાલ કે શ્રી. આનંદશંકર ધ્રુવને અથવા નવીનોમાં લઈએ તો શ્રી. વિશ્વનાથને હાસ્યરસનું લખાણ લખતાં કલ્પી શકાય નહિ—કારણ કે કેટલાક લેખકોમાં એવું સ્વભાવગત તત્ત્વ જ હોય છે—તેમ શ્રી. નવલરામને તમે એમના લાક્ષણિક હાસ્યયુક્ત કટાક્ષશૈલી વિના કલ્પી શકો જ નહિ. કદાચ સાચી રીતે જાણી પણ શકો નહિ. એ એમની શૈલીમાં Humour—હાસ્ય—wit—નર્મમર્મ કે Satire—કટાક્ષ—કેટલા પ્રમાણમાં છે—કે પછી વોલ્ટેરના જેવો તીવ્ર અને તેજસ્વી શરકટાક્ષ કેટલો છે એ કહેતાં પહેલાં, એક બે ઉદાહરણથી વસ્તુને વધારે સ્પષ્ટ કરવી ઘટે છે. શ્રી. રમણભાઈએ, હાસ્યરસ વિષે લખતાં [ કવિતા અને સાહિત્ય વૉ. ૪ થું ] કહ્યું છે કે જ્યાં અભિમાન હોય છે ત્યાં હાસ્યરસ હોતો નથી. કેટલાકના મનનું વિનોદમય વલણ ને સ્વભાવની એવી ખાસિ-

યત હોય છે કે તે સ્થિતિ ને પ્રસંગની વિચિત્રતા શોધી કાઢી હાસ્ય, કટાક્ષ—કે નર્મમર્મ કરી શકે છે. અઢારમી સદીના ઇંગ્લંડમાં 'Gentleman' શબ્દ વિષે સ્ટીલે જે વિનોદ કર્યો તેનું મુખ્ય કારણ એ કહી શકાય કે જ્યારે સમાજમાં અનેક પ્રકારનાં બુદ્ધિનાં જુદાં જુદાં વલણ પોત પોતાનાં એકમ ઘડતાં હોય છે, અને એ સઘળાં હળીમળી શકે એવી સામાન્ય ભૂમિકા હજી રચાતી હોય છે ત્યારે—એક કે બીજા પક્ષની વિચિત્રતાઓ, માન્યતાઓ, પૂર્વગ્રહો, અંધશ્રદ્ધાઓ—એ સઘળાં હાસ્ય અને કટાક્ષ પ્રેરે છે. શ્રી. રમણભાઈનું 'ભદ્રંભદ્ર' આનું સારામાં સારું ઉદાહરણ છે.

અત્યારનો આપણો સમાજ પણ અનેક નવા જૂના વિચારોની સંગ્રામભૂમિ બની રહેલ છે. એટલે કુદરતી રીતે શ્રી. નવલરામની વિનોદવૃત્તિએ અત્યારની ઘણી સામાજિક માન્યતાઓમાં વિચિત્રતાઓ બતાવી હાસ્ય અને કટાક્ષ લાવવા પ્રયત્ન કર્યો છે. અને એ પ્રયત્ન કેટલો સફળ છે એ જાણવા માટે—એમણે આ સંગ્રહમાં મુકેલી 'ડેનીયલ'ની વાર્તા વાંચી જવી. સ્ટીલને અઢારમી સદીના કૉફીહાઉસમાં જે સંવાદો મળતા તેમાંથી અંગ્રેજી ઘર નવલકથાઓનો [ Domestic-novels ] જન્મ થયો છે એમ ઘણા માને છે. કારણ કે આ રીતના હાસ્યરસ—અને વાર્તાતત્ત્વ વચ્ચે બહુ અંતર નથી. શ્રી. નવલરામે લખેલી વાર્તા—અને શ્રી. રમણભાઈની 'ચીઠ્ઠી'ની વાર્તા એ બે દાખલા ઉપરથી લાગે છે કે વિનોદવૃત્તિ, જ્યારે પાત્રાલેખન અને પ્રસંગ લેખનની વિચિત્રતાઓનો સુમેળ સાધી શકે છે ત્યારે તેમાંથી ધારે તો લેખક વાર્તા ઉપજાવી શકે છે.*

* આનું સૌથી સારૂં ઉદાહરણ જોઇતું હોય તો O' Henryની 'The Pendulum' નામની વાર્તા.

શ્રી નવલરામની હાસ્યવૃત્તિ અત્યંત સાધારણ બાબત
પણ લોકો જે વિચિત્રતા દર્શાવે છે તેને પકડી પાડે છે. તેમ
પહેલો જ લેખ 'ભગવદ્ ગીતામાં અથ શબ્દ કેટલીક વખ
વપરાયો' એવી નિરર્થક શોધખોળને મહાન વસ્તુ હોય તે
કહેનારા પ્રત્યે સબળ કટાક્ષ રૂપે છે. 'સાહિત્યવિવેચન'
સ્ત્રીઓ નદીએ નહાવા જાય ત્યારે 'વાંસા' કરે—આ
'વાંસા કરે' જેવો ગ્રામીણ શબ્દ વાપરીને—એમણે તમ
હસાવ્યા છે એટલું જ નહિ પણ એ હાસ્યને કારણે કટા
વધારે સબળ ને સાર્થક બન્યો છે. પ્રોફે. મોહનલા
પાર્વતીશંકરે વર્ષો પહેલાં આવો 'ગ્રંથાવલોકન કલા' વિષે એ
નિબંધ આપ્યો હતો [હવે એ નિબંધ એમના પુસ્તક 'સાહિત
કલા'માં પ્રગટ થયો છે ] અને એમાં વિવેચન એ અવિવેચક
હાથે કેટલી ક્ષુલ્લક વસ્તુ થઈ શકે એ બતાવ્યું હતું.

શ્રી. નવલરામની ઘા મારવાની, કટાક્ષ કરવાની, હસાવવા
રીત એમણે આ પુસ્તકમાં આપેલા 'બહુરૂપી' જેવી છે:
એક ઘડીએ ગ્રામીણપ્રયોગ કરીને તમને હસાવે છે: બીજી ક્ષ
ઉદાહરણ આપીને તૈયાર કરે છે: તો ત્રીજી વખત 'કુંભારજ
ને 'કુભારજા'ના શબ્દશ્લેષથી રમુજ પ્રગટાવે છે, તો ક્યારે
અત્યંત વેગ ભરેલા, વૉલ્ટેરના જેવા શરસંધાને તમને અકળા
મૂકે છે. પણ એ ગમે તે દિશા તરફથી ને ગમે તે રીતે શબ
ફેંકતા હોય—તમારા મર્મને એ ભેદે જ—અને એમનું લક્ષ્ય
ચૂકતા નથી. રૂઢીના દુર્ગોમાંથી ઉદાહરણ લઈએ.

'કહે નેપોલ્યન દેશને કરવા આબાદાન
સરસ રીત તો એ જ છે, દો માતાને જ્ઞાન'

એ દોહરાથી પ્રેરિત થઇને પોતાનાં બાલકોની અકાલે થયે
માતાને—['માતાને' એમ પણ ન કહેતાં, 'અકાલે થયેલી માતા

એમ કહીને તેમણે રૂઢીના દુર્ગનો પુરેપુરો પરિચય આપી દીધો છે. અને આવી ટૂંકાક્ષરી પદ્ધતિમાં ઘણો અર્થ સમાવવાની લેખકની શક્તિએ એમના કટાક્ષ બહેલાવવામાં ઘણી મદદ કરી છે.]—યુવકો, મા, ભૂ. પા. શીખવવા મંડી પડયા. પણ એમ પાકા ઘડે [પાકે ઘડે ?] કાંઠા ચડતા હશે ? શ્રી. મુનશીએ ‘વેરની વસુલાત’માં સ્પષ્ટ રીતે કહી દીધું છે કે એક પત્નીને કેળવતાં જેટલી તકલીફ પડે તેટલી જહેમતથી તો એક આખું ગામ કેળવી શકાય.’

અત્યારની લગ્નપ્રથા ઉપર આ એક સબળ કટાક્ષ છે.

એવો જ એક બીજો સબળ હાસ્ય-કટાક્ષ—

‘વળી એક બીજા દૃષ્ટિબિંદુથી પણ લેખકોના ત્રણ વિભાગ પાડી શકાય. કેટલાક લેખકો લખતાં પહેલાં વિચાર કરી મૂકતા હોય છે, કેટલાક લખતાં લખતાં વિચાર કરે છે, ત્યારે બાકીનો મોટો ભાગ લખવા માટે વિચાર કરવાની જરૂર જ જોતો નથી.

કેટલાક વળી એમ ધારતા લાગે છે કે ક્ષુદ્ર વિચારોને ઉંચી ભાષામાં દર્શાવવાથી તેમને મહત્તા પ્રાપ્ત થાય છે.

પરબને પ્રપા અને પારણાને પ્રેંખ કહી
પરિચિત પદાર્થોની પામરતા હરી છે.

પણ ખરી વાત તેથી ઉલટી જ છે.

છેવટે લેખકોને શિખામણ આપે છે તે નોંધવા જેવી છે.

‘લખો ના તો કંઇ રોગ, પાપ, દંડ થતો નથી;
સાક્ષાત્ મૃત્યુ મુખે તો’યે કાં પડો ક્ષુદ્ર લેખથી ?

જેને આપણે Political satire—કહીએ—તે રાજનીતિ વિષયક કટાક્ષ પણ તેમણે કર્યા છે. ‘સબરસનો સત્યાગ્રહ’ એનું સુંદર ઉદાહરણ છે.

‘આ લડતમાં મીઠું પકવવા અથવા વેચવા કે લઇ જવા માટે જ શિક્ષા કરવામાં આવતી નથી. બીજાં અનેક બહાનાંઓ તળે નેતાઓને પકડવામાં આવે છે. આનું કારણ એક પોલીસ

અમલદારે મને બહુ સુંદર ભાષામાં કહી સંભળાવ્યું. તેણે કહ્યું: 'અમારે મીઠાની જરૂર નથી. અમારે તો મીઠાવાળા માણસોની જરૂર છે.

શ્રી. નવલરામે આ સંગ્રહમાં બીજી વિશિષ્ટતા એ બતાવી છે કે, હાસ્યરસના ઘણાખરા પ્રકારો ઉપર તેમણે હાથ અજમાવ્યો છે. એમાં કટાક્ષ છે. કેવળ હાસ્ય પણ છે. જેને 'Narrative light verse-કહીએ-વર્ણનાત્મક રમુજ કવિતા-એ પણ છે, Mock-heroic poetry-વ્યાજવીર કવિતા-એ પણ છે, પ્રતિકાવ્ય પણ છે, અને રસિક કટાક્ષ કથન-ટૂચકાઓ પણ છે. ને એવી વાર્તાઓ પણ છે. એડમંડ ગોસ જેને Burlesque-the ridicule of matters hitherto held as sacred-કહે છે તે પણ છે. 'સામાજિક ક્રાન્તિ અને સાહિત્ય'-એ આવા પ્રકારમાં મૂકી શકાય.

લીકોકે લખ્યું છે કે કવિતા લખાય છે તેમાંની ઘણીખરી કવિતા એવી હોય છે કે જેમાંથી હાસ્યરસના લેખકને 'પ્રતિકાવ્ય' સૂઝી આવે.

કારણ કે અતિ ભવ્ય, કે અતિ સુંદર થવાના પ્રયત્નમાં એનું સ્વરુપ કાંઈક કઢંગુ રહી જાય છે. આંહી, ઉદાહરણ તરીકે શ્રી. નવલરામે 'બોટાદકર'ના કાવ્યના કરેલા પ્રતિકાવ્યમાંથી એકાદ કડી ઉતારીએ:

'અજબ આકર્ષણનું કૈં ધામ.
રહો એ અમર અમારૂં ગામ.
ગામને પાદર એક તળાવ,
જહીં નરનારી બાળક નહાય;
પીએ જળ જેમાં આવી અશ્વ,
બળદ ગાયો, બકરાં ને ઉંટ.
આખાંબોખાં માટી બેડે નીર ભરંતી નાર,
પીવાનું તે પાસ અહા! નિજ સ્નાન કરંતી ભેંસ,

મનુજપશુ તણો ભેદ ભૂલાય,
દેખીને દેવ સ્વર્ગ મલકાય.

(૨)

સ્થળે સ્થળ ઉકરડાના ગંજ
શિખર પર કુકુકુટશ્વાન સોહંત.

વસ્તુસ્થિતિનું સાચું વર્ણન આપતાં લેખકે 'પીએ જળ જેમાં આવી અશ્વ' 'શિખર પર કુકુકુટશ્વાન સોહંત' વગેરે ગંભીરાત્મક શબ્દો વાપરીને હાસ્યને વધારે યુક્ત બનાવ્યો છે અને આ કટાક્ષકથન છતાં તેમાં 'સમર્મ હાસ્યરસ'નો સ્પષ્ટ અંશ નજરે પડે છે. હેઝલીટે એક જગ્યાએ સરસ કહ્યું છે કે સત્યની કસોટી કરવા માટે ઉપહાસ એક સાધન છે. અને એ સાધનનો એ રીતનો ઉપયોગ એ યોગ્ય જ છે.

ગુજરાતી સાહિત્યમાં હાસ્યરસનું સાહિત્ય ઘણું ઓછું છે. અને એનું કારણ છે કે સુરત તરફનો ગુજરાતનો ભાગ બાદ કરીએ તો લોકોમાં હાસ્યવૃત્તિનો કેટલેક અંશે અભાવ છે અને તેથી આપણે ત્યાં એમના જુદા જુદા પ્રકારોનો જોઇએ તેવો વિકાસ થતો નથી. નવલરામના ભટ્ટના ભોપાળા પછી, ને રમણભાઇના ભદ્રંભદ્ર પછી ગદ્યમાં એ પ્રયોગોની શરુઆત થઈ એમ કહી શકાય. હજી એમાં ઘણા પ્રયોગોને અવકાશ છે. શ્રી. નવલરામે જે વિવિધતા આ પ્રયોગો સાધવામાં બતાવી છે તે જોતાં, ભવિષ્યમાં તેમને હાથે, હાસ્યરસની કેટલીક વધારે સુંદર કૃતિઓ-ડેનિયલ અને ઉજાણી જેવી-મળશે.

Lytton Strachey એની 'Characters and commentaries.'માં ડોસ્ટોયેવસ્કી વિષે લખતાં કહે છે કે હાસ્ય હાસ્યમાં પણ ભેદ છે. સ્વીફ્ટના જેવું ભયંકર હાસ્ય અને વોલ્ટેરના જેવું તીક્ષ્ણ હાસ્ય પણ હોઈ શકે: અને

એડિસન—સ્ટીલના જેવું હાસ્ય પણ હોઈ શકે. શ્રી. નવલરામનો હાસ્ય અને કટાક્ષ ઘણી વખત સીધો અને વેધક હોય છે, ઉદાહરણ તરીકે 'સમન્વય'માં અપાયલું તનમનીપ્રસાદનું પાત્ર. છતાં એમની હાસ્યવૃત્તિ એકંદરે સામાન્ય નિર્દોષતા ધારે છે અને પોતાનું ધાર્યું પરિણામ લાવવામાં કટાક્ષ કરતાં બીજાં તત્ત્વો ઉપર વધારે આધાર રાખે છે. કેટલીક વખત તો એ હાસ્યમાં દેખાતી માનવ પ્રત્યેની સન્માનવૃત્તિ વધુ અસરકારક લાગે છે. એમનું 'દૂધવાળી'નું કાવ્ય લો. મેઘલી સવારમાં દૂધ દેવા આવે છે વગેરે રમુજી વર્ણન આપણી વિનોદવૃત્તિને જગાડે છે. 'સંચા જેવી તુંય બલી' એના જવાબમાં મેઘલીની ફીલસૂફી–'બૂન, સંચા ભેળું રેવું'એ સામાન્યજનની સામાન્યવૃત્તિનો પડઘો પાડે છે.

પણ જ્યારે લેખક છેલ્લી લીટીઓ લાવે છે ને મેઘલીને અકસ્માત થાય છે ત્યારે આવા વિનોદી કાવ્યનો આ ગંભીર અંત આપણને વધુ ગંભીર બનાવે છે : કદાચ વિચાર કરતા કરી મૂકે છે.

'ત્યારે હવે દૂધ આપવા ઘેર આપણે કોઈ
નહિ આવે.' કહી સાત વરસની બબલી તો ત્યાં રોઇ.
'અરે ગાંડી તું એ શું બકે છે દૂધવાળાંની શી ખોટ,
એક કહેતાં સાત સામટાં આવે મૂકી દોટ.'
'ગૃહિણીના આ શબ્દો સાથે મારા મનમાં ગુંજે,
'સંચા ભેળું રેવું' બૂન કે સંચા ભેળું રે'વું''

દૂધવાળી માટે રડનારી બબલી પણ 'હવે કોઈ દૂધ દેવા નહિ આવે' એ પરિસ્થિતિને રડે છે: અને આ સંચાએ જન્માવેલી પરિસ્થિતિમાં જીવનની જરુરિયાત માટે જીવન આપી

દેતી દૂધવાળી ‘સંચા ભેળું રેવું’ કહીને પોતાની આપવીતી જાણે કહી રહી છે. આપણને એના શબ્દો સાંભરે છે:

‘Life is a jest; and all things show it,
I thought so once; but now I know it.’

અને કોને ખબર છે કે આ સંચાજીવનમાં રહેનારા દૂધવાળીના રબારીને આ વાતની ખબર પડતાં, એ પણ ડ્રાઇડનની માફક કહી નહિ ઉઠે કે,

Here lies my wife; here let her lie!
Now she's at rest, and so am I.’

જીવનની યાંત્રિકગતિનો ઘણો સુંદર ખ્યાલ આટલા નાના રમુજ કાવ્યમાં શ્રી. નવલરામે આપી દીધો છે. એમના ટૂચકા જોતાં થોડામાં ઘણું કહેવાની એમની શક્તિનો કાંઈક વધારે ખ્યાલ મળે છે.

નવાબની મોટર જોઈને ગામડિયા નાસે છે તે જોઇને તેમને આશ્ચર્ય થાય છે. એ પૂછે છે: ‘કેમ નાસો છો?’ ‘સાહેબ! અમે જાણ્યું વેઠ આવશે તેથી ડરી ગયા!’ નવાબને તો વેઠ શબ્દ જ અપરિચિત હતો. તેમણે પૂછ્યું: ‘વેઠ કોનસા જાનવર હૈ!’ અને જ્યારે ગામડિયાઓએ ખુલાસો કર્યો ત્યારે તેણે કહ્યું: ‘ઐસા અન્યાય? કામ કરાવીને પૈસા ન આપે? હું તો એવું કદી જ ન કરૂં!’

આટલે સુધી તો આ ટૂચકો વિનોદ આપે છે. પણ પછી લેખક કહે છે તેમ ‘એ ભોળા નવાબના રાજ્યમાં વેઠ કદી બંધ થઈ કે નહિ એ કોઈ કહેતું નથી!’

આખા ટૂચકાની ખૂબી આ વિવેચનમાં છે. એવો એક બીજો સરસ ટૂચકો.

‘અંગ્રેજોએ આપણાથી બહુ ડરવાનું નથી. આપણે માત્ર ઈચ્છીએ છીએ એટલું જ કે આ ‘બુલ’ [આખલો] ઓકસ [બળદ] બની જાય!’

'એક સાંઈબાવા રસ્તે ચાલ્યા જતા હતા. ત્યાં એક સોની
દુકાન આવી. 'અબે સોની! એ ધોકે કુ સોના લગા દે!' સ
બોલ્યો. સોની આશ્ચર્યથી જોઇ રહ્યો. 'સાંઈબાવા, પાગલ
નથી થઈ ગયા ને?' સાંઇ કહેઃ 'લગાદે તો તું પાગલ–મેં
મેરા સવાલ નાખતા હું!'

આ ટૂચકા ઉપરનું લેખકનું વિવેચન વાંચો: એટલે એમ
હાસ્યનિષ્પન્ન કરવાની વૃત્તિનો ખ્યાલ મળી રહેશે.

'બારડોલી વગેરે તાલુકાઓમાં પણ આજ પ્રમાણે જમ
મહેસુલના વધારાનો 'સવાલ!' નાખવામાં આવ્યો હતો!

શ્રી. નવલરામે જે વૈવિધ્યભર્યા પ્રયોગો આ સંગ્રહ
કર્યા છે એવા જ પ્રયોગો એ ચાલુ રાખે તો આપણી ગુજરા
ભાષામાં હાસ્યસાહિત્યની સેવા થાય અને કેટલાક પ્રશ્નો
નિડર છણાવટ પણ થાય. જેને આપણે Typical–આપ
ખાસ–ગુજરાતી વિનોદ કહીએ તેવા વિનોદની આપણે
હજી ઘણી ખામી છે: તેમ જ વિનોદ અને કરુણતત્ત્વ
બન્ને એક વસ્તુનાં જ બે પાસાં છે એ દર્શાવનારો, ઉચ્ચ પ્રકાર
સહાનુભૂતિ ભર્યો હાસ્યરસ એ પણ હજી વિકાસ માગે

નીચેનો એક નાનો પ્રસંગ હાસ્ય અને કરુણનું એ
સાથે દર્શન કરાવે છે: અને ખરો સુંદર હાસ્યરસ એ
કે જેમાં જોનારા કરુણની છાંટ જોઈ શકે.

એક વખત એક ડોકટર પાસે એક માણસ આ
તેના ચહેરા પર છવાયલી ગ્લાનિ જોઈને ડોકટર પાસે બે
કોઈ સજ્જને કહ્યું: 'ભલા માણસ! તારો શોક દૂર ક
તું ડોકટરની સલાહ લેવા માંગે છે. પણ એની દવા તો ત
સહેલી છે. આપણા શહેરના પ્રખ્યાત હાસ્યભંડારી–કોક
પાસે આજે સાંજે તું જા–અને તારો શોક બોક ક્યાંય ન

જાશે. એના બે ટૂચકા સાંભળતાં તો તું હસી હસીને બેવડ વળી જાશે. એણે આખા દેશને હસાવ્યો છે.'

આવનાર માણસે પેલા ગૃહસ્થ સામે જોયું અને તેનો ગ્લાનિ ભરેલો ચહેરો વધારે ખિન્ન બન્યો : તેણે અશ્રદ્ધામાં પોતાનું માથું હલાવતાં કહ્યું : 'તમે ધારો છો તેમ ક્રોકેલીન પાસે ગમે તેટલો વિનોદ હોય તો પણ મારા વિષાદને દૂર કરે તેવો વિનોદ તેની પાસે નહિ હોય !'

પેલાએ જવાબ વાળ્યો : 'તારો વિષાદ વળી એવો કેવો છે ? અરે! ભલા માણસ! તું એક વખત તેની પાસે જા તો. ખરો–કુબેરભંડારીની જેમ એ તને નવા નવા હાસ્ય ટૂચકા આપશે–ને તું એની પાસેથી પાછો ફરીશ ત્યારે એની વાત સંભારી સંભારીને પછી પણ તને હસવું આવશે !'

આવનાર માણસે માથું ધૂણાવીને વિષાદથી કહ્યું : 'હું જ એ ક્રોકેલીન છું!'

હાસ્યરસનું ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ સ્વરુપ કરુણની બહુ નજીક છે. કારણ કે એ બન્ને એક રીતે એક જ વસ્તુનાં બે પાસાં છે. એ સ્વરુપમાં જેને પ્રેમમયવૃત્તિ કહીએ એ ભારોભાર છલકાતી હોય છે અને ત્યારે જ માણસ હાસ્યની અને છતાં કરુણા મિશ્રિત એવી પંક્તિઓ આપી શકે :

'A few swift years, and who can show,
Which dust–was Bill and which was Foe.'

ખાનપુર, અમદાવાદ.
તા. ૧૫મી ઓગસ્ટ : ૧૯૩૯

ધૂમકેતુ

# પ્રસ્તાવના

આ પુસ્તક પ્રસિદ્ધ થવાનું છે એવી ખબર આપતાં એક વર્તમાનપત્રે તેને વિવેચનાત્મક લખાણોનો સંગ્રહ એવું નામ આપ્યું હતું; અને એક રીતે તે નામ યોગ્ય છે. જીવનના વિવિધ પ્રશ્નો ઉપર અહિં છૂટો છવાયો પ્રકાશ નાખવા પ્રયાસ કર્યો છે. તેમાં પ્રકાશ સીધો નહિ પણ બાજુમાંથી—મોટે ભાગે, ડાબી બાજુએથી—આવે છે, જેને આંખને માટે દાક્તરો ઉત્તમ ગણે છે.

'પાંદડીઓ' વાળું લખાણુ કેટલાંક વર્ષો પર 'વૈનેતેય' એ સહીથી 'નૂતન ગુજરાત' નામના સદ્‌ગત પત્રમાં લખ્યું હતું. આ જ સહીથી આ પુસ્તકમાંનાં બીજાં કેટલાંક લખાણો પણ જુદાં જુદાં પત્રોમાં છપાયાં હતાં. 'ડાબો હાથ' પ્રથમ 'ડાબેરી' એવી સહીથી 'વસંત'માં પ્રસિદ્ધ થયેલો. તે, તથા 'ઉજાણી' લખવાનો વિચાર એ જાતનાં ઇંગ્રેજી લખાણો વાંચીને સુઝેલો. 'પ્રતિકાવ્યો'નાં મૂળ વાંચકો સમજી લેશે એટલે તે દર્શાવેલ નથી, પણ તે તે મૂળ લેખકોનો આભાર અહિં માની લઉં છું.

ભાઈ 'ધૂમકેતુ'એ આ પુસ્તકનો ઉપોદ્‌ઘાત લખ્યો છે તે માટે હું તેમનો અત્યંત ઋણી થયો છું. વિવેચક અને સર્જકના ધર્મો વિષે આપણે ત્યાં હમણાં ચર્ચા થઈ રહી છે, તેને અનુલક્ષીને કહી શકાય કે અહિં ભાઈ ધૂમકેતુના એ ઉપોદ્‌ઘાતમાંથી એક બાજુનો તો સ્પષ્ટ જવાબ મળી રહે છે, કે સફળ સર્જક સફળ વિવેચક પણ બની શકે છે. 'A hero is a hero at all points.'

અમદાવાદ,
૩૧–૯–૩૯.

નવલરામ ત્રિવેદી

# અનુક્રમણિકા

## મહત્વના મુદ્રણદોષ

| પૃષ્ઠ | પંક્તિ | શુદ્ધ | અશુદ્ધ |
|---|---|---|---|
| ૬૫ | ૧૧ | પ્રજાય | પ્રજાયૈ |
| ૧૦૬ | છેલ્લી | ‘બારદાનજી’ | ‘માવદાનજી’ |
| ૧૫૯ | ૯ | છે નથી. | છે ? નથી |

# શોધખોળ

હવે ગુજરાતી વિદ્વાનોનું ધ્યાન શોધખોળ તરફ ખૂબ ગયું છે, એ આનંદની વાત છે. રીસર્ચ એટલે ફરીથી શોધવું. જે ખોવાઈ ગયું હોય તે જ શોધાય. એટલે શોધખોળમાં એ પરમ સત્ય દેખાય છે કે જગતમાં કાંઈ જ નવું નથી. બધું જૂનું ફરી ફરીને નવા સ્વરૂપે આવે છે.

શોધખોળની રીતો ઘણી છે. એક રીત એવી છે કે કોઈ માસિક કે વર્તમાનપત્રના જૂના અંકો વાંચી તેમાંના લેખોને પ્રજાકલ્યાણાર્થે નવા સ્વરૂપે રજુ કરવા. આ જૂના લેખકોનાં નામો ભૂલાઈ ગયાં હોય છે. એટલે તે બધાં સંભારી આપી વાંચકોને નકામી તકલીફ આપવાને બદલે તમારૂં જાણીતું નામ જ આ રીતે તમે વધારે જાણીતું કરો તો કાંઇ જ ખોટું નથી. બીજી રીત એવી છે કે સ્વભાષાને બદલે ઇંગ્રેજી, બંગાલી એવી કોઇ ભાષાના લેખોને શોધી કાઢી તેનો ઉપયોગ કરવો. આવી શોધખોળ જોઈ ગુજરાતી વાંચકો વખાણ કરવા મંડી જશે, અને કેટલાક તો એમ પણ કહેશે કે આવા વિદ્વત્તાપૂર્ણ લેખોનું જો ઇંગ્રેજીમાં ભાષાન્તર કરવામાં આવે તો ગુજરાતી

લેખકને જગતકીર્તિ મળે. તમે આવા મોહમાં ફસાવ એવો ભય નથી, પણ તમારો કોઇ અતિઉત્સાહી મિત્ર જ તમારા લેખનું ઈંગ્રેજી ભાષાન્તર ન કરી નાખે એ જોવું જોઇએ. તે માટે ઉત્તમ ઉપાય એ છે કે તમારા જેવા જ વ્યવસાયવાળાને મિત્ર બનાવવા. એ બધા આ જ પ્રમાણે શોધખોળનું મહાભારત કામ કરી રહ્યા છે તેની પાકી ખાત્રી કર્યાં વિના જે તે અનધિકારી સાથે સંબંધ બાંધવાની ભૂલ કરવામાં મહાન જોખમ છે.

શોધખોળનો શોખ હોય તો ગમે ત્યાં તેનો ઉપયોગ કરી શકાય. તે માટે ખાસ પુરાતત્ત્વવેત્તા થવાની જરૂર નથી. ધારો કે તમારે નરસિંહ મહેતાની કવિતા વિષે નિબંધ વાંચવાનો છે. આ નિબંધ સાહિત્યપરિષદ જેવી કોઇ વિદ્વાનોની સભા સમક્ષ વાંચવાનો હોય તો તમે શોધખોળવૃત્તિનું અચ્છું પ્રદર્શન કરાવી શકો. નરસિંહ મહેતો હારમાળા લખતો હતો ત્યારે ઇટાલીમાં કયો રાજા હતો, ચીનમાં કયો ધર્મ ચાલતો હતો, ઇસ્લામે યુરોપમાં કેટલી પ્રગતિ કરી હતી, અમેરિકા શોધાયાને કેટલો વખત થયો હતો, અથવા શોધવાને કેટલો સમય બાકી હતો વગેરે ઘણી ઘણી રસિક માહીતિ તમે આપી શકો. નરસિંહ મહેતો જ્યારે પગમાં ઘુઘરા બાંધી, કરમાં કરતાલ ગ્રહી, કૃષ્ણકીર્તનનો નાચ કરતો હતો, ત્યારે ચૉસર પરદેશી એલચી તરીકે રાજરમત રમી રહ્યો હતો અને ડાન્ટે પ્રેમની અમર ગાથા બુલંદ સુરે ગાતો હતો; મહમદ બેગડાનો રણડંકો ગુજરાતી ગગનમાં ગાજતો હતો, અને આફ્રિકા નિબીડ અંધકારમાં જ સૂતું હતું. આવી વાતોને નરસિંહની કવિતા સાથે શો સંબંધ છે એમ શંકાખોરો પૂછશે જ. પણ તેનું સબળ સમાધાન હાજર છે. ભલે તેને નરસિંહની

કવિતા સાથે સંબંધ ન હોય, પણ તમારા ભાષણ સાથે તો સંબંધ છે જ. તમારા ભાષણનો મહત્ત્વનો ઉદ્દેશ શ્રોતાજનોના મન પર તમારી વિદ્વત્તાની છાપ પડવાનો હોવો જ જોઈએ, અને તે માટે આવી વિશાળ શોધખોળપૂર્ણ માહીતિ આપવાની ખાસ જરૂર છે.

શોધખોળ લેખકની કામદુધા છે. એક ગૃહસ્થને પાંચસો પાનાનો ગ્રંથ લખવાનું કામ હાથ આવ્યું. ગ્રંથ તૈયાર થયો ત્યારે પ્રકાશકે કહ્યું: 'આ લખાણ તો ચારસો પૃષ્ઠનું થશે, બીજાં સો ઉમેરી આપો.' ગૃહસ્થ મજકૂર હતા પ્રત્યુત્પન્નમતિ વિદ્વાન, એટલે તેમણે તુરત જ શોધખોળનો આશરો લીધો. પાને પાને ફુટનોટો, અને દરેક પ્રકરણના તથા આખા પુસ્તકના અંતે પરિશિષ્ટો ઉમેરી એકસો બાર પાનાં ઝટ લઈને વધારી દીધાં. આથી પુસ્તક માત્ર પાનાની દૃષ્ટિથી જ સંપૂર્ણ ન થયું; કદના વધારાની સાથે તેની વિદ્વતાનો ભાર પણ વધ્યો, અને તેની બાહ્ય શોભામાં ઘણી અભિવૃદ્ધિ થઈ. આ ઉપયોગી બાબત લેખકોની માહિતી માટે જરા વિગતવાર આપું છું.

મૂળ લખ્યું હતું—"શ્રી. નરસિંહરાવે 'વિધવાનો વિલાપ' કાવ્યમાં વૈધવ્યનું દારૂણચિત્ર આલેખ્યું છે." તેની નીચે ફુટનોટમાં તે કાવ્ય મૂકવામાં આવ્યું. તે જ પ્રમાણે જ્યાં કોઈ અંગ્રેજી, ગુજરાતી કે સંસ્કૃત કાવ્યનું નામ આવે ત્યાં તે આપવામાં આવ્યું. પુસ્તક પાંચસો જ પાનાનું કરવાનું હતું એટલે તેમાં ટૂંકા કાવ્યો જ લેવાં એવી મર્યાદા સ્વીકારવામાં આવી હતી. પણ કોઈ રાજામહારાજા કે શાહસોદાગર પુસ્તક વિદ્યાપ્રીત્યર્થે છપાવનાર હોય, અને જેમ વધારે પાનાં તેમ વધારે સારૂં દેખાડી શકાતું હોય, તો 'મેઘદૂત' અને 'ઓખા-

હરણુ ' જેવાં લાંબા કાવ્યો પણ ફુટનોટમાં નહિ તો પરિશિષ્ટ રૂપે, સુંદર રીતે આપી શકાય. પણ હું મૂળ વાત ઉપર જ આવું.

પેલા પાંચસો પાનાં પૂરા કરવાના પુસ્તકમાં શોધખોળનું બીજું તત્ત્વ પણ દાખલ કરવામાં આવ્યું કે જ્યાં જ્યાં કોઈ માણસનું નામ આવે, ત્યાં ટુંકું હોય તો ફુટનોટમાં અને લાંબું હોય તો પરિશિષ્ટમાં જીવનચરિત્ર આપવામાં આવ્યું. આ પણ એક ઉપયોગી ઉપાય છે. આ પ્રમાણે ગામ, દેશ, પશુ, પક્ષી, ઝાડ, પહાડ સર્વ વિષે શોધખોળ કરી કોઇપણ પુસ્તકની મહત્તામાં ઉમેરો કરી શકાય.

શોધખોળનો આશ્રય લેનાર લેખકે પુસ્તકની શરૂઆતમાં જે જે સાધનોનો પોતે ઉપયોગ કર્યો હોય તેનો નિર્દેશ કરવો જોઇએ. આથી પ્રામાણિકતા બતાવાય છે, અને લેખકનું વાંચન કેટલું વિશાળ છે તેની જાહેરાત પણ થાય છે. આવો પ્રામાણિકતા અને પાંડિત્યનો સુમેળ એ તો સોનું અને સુગંધ મળ્યા જેવું જ ગણાય. કેટલાક લેખકો આ વિષયમાં સંકુચિત દૃષ્ટિ રાખે છે. તેઓ માત્ર મોટા ગ્રંથો અથવા લેખકોનાં જ નામ આપે છે. અથવા જેમાંથી પોતે ઠીક પ્રમાણમાં લીધું હોય તેનાં જ નામ આપે છે. પણ તે યોગ્ય નથી. લેખકે જેમ બને તેમ વધારે નામ આપવાનો ઉદ્દેશ પ્રથમથી જ રાખવો જોઇએ. પોતે કોઈના એક શબ્દ માટે પણ ઋણી હોય તો તેનું નામ આધારભુત ગ્રંથોની યાદિમાં દાખલ અવશ્ય કરવું. જેમકે, તમારા લખાણમાં આવે 'શ્રી ચન્દ્રવદન મહેતા કૃત યમલમાં, અથવા કવિ ન્હાનાલાલના સંઘમિત્રામાં જેવા ભાઇ બહેનના વિશુદ્ધ પ્રેમનું વર્ણન જોવામાં આવે છે...' આ વખતે તમારે આ બન્ને પુસ્તકોનાં નામ યાદિમાં આપ-

વાં જ જોઇએ. તમે એ પુસ્તકો ભલે વાંચ્યા ન હોય, અને તેમનાં નામજ સાંભળ્યા હોય, છતાં અહિં તમે સ્પષ્ટ રીતે 'જોવામાં આવે છે' લખ્યું છે એટલે તમે તે જોયાં હતાં એમજ ગણાય.

કેટલીક વખત બિલકુલ શોધખોળ ન કરવા છતાં તેના કરતાં યે વધારે મોટું પરિણામ બતાવી શકાય. સતીના રિવાજ વિષે નિબંધ લખતાં કહેવું: 'સતીનો રિવાજ કયારે દાખલ થયો તે કહી શકાય તેમ નથી, પણ તે ઘણો જૂનો છે એ ચોકકસ છે.' આથી પણ એક ડગલું આગળ વધી શોધખોળ કરનારાઓની મશ્કરી કરીને પણ એક પ્રકારનો અનોખો યશ લઈ શકાય છે. 'વિધવાવિવાહની બંધી કયારે કરવામાં આવી? હિંદમાં તે વખતે પ્રતિવર્ષ કેટલી વિધવાઓ બળી મરતી હતી? એ બધા પ્રશ્નો પંડિતો માટે જ છોડીશું. આપણા જેવા અવિદ્વાનો માટે શું એટલું જ જાણવું બસ નથી કે તેની ઉત્પત્તિ સ્ત્રી એ માલિકીની વસ્તુ છે એ જંગલી માન્યતામાંથી થઈ હતી.'

શોધખોળ એક એવી અદ્દભુત વિજ્ઞાનપદ્ધતિ છે કે તેથી અજ્ઞાની અને જ્ઞાની બન્નેને પ્રસન્ન કરી શકાય. દૃષ્ટાંત વિના આ વિધાન સ્પષ્ટ નહિ થઈ શકે. ખડાયતા કે લાડ જેવી કોઈ નાતના દશા, વીશા, પાંચા કે અઢીયા જેવા વિભાગને લઈ તેની ઉત્પત્તિ, સ્થિતિ અને વિકાસ વિષે પોણા બસેં પાનાનું દળદાર લખાણ લખવામાં આવે છે તેને બૃહન્નિબંધ–Thesis–એવું નામ મળે છે. આ બૃહન્નિબંધની સહાય વડે પરીક્ષા-સીડીના છેલ્લા પગથીએ ચઢી શકાય છે; પણ એટલું જ તેનું માહાત્મ્ય નથી. તમારૂં જ્ઞાન જોઈ જેમ વિદ્વાનો સ્તબ્ધ થઈ

જાય છે, તેમ તમારી જ્ઞાતિભક્તિ જોઈ નાતના શેઠ અમથાશા કચરાભાઈ પણ મુગ્ધ બને છે. એક બાજુએ પરીક્ષક પ્રો. મોરેન્નો તેમને ચાન્સેલરનો મેડલ અપાવે છે, ત્યારે બીજી બાજુ શેઠ મગનભાઈના હાથે તમને નાતની વાડીમાં માનપત્ર મળે છે. આવા બૃહન્નિબંધો અને આવાં તેનાં સુફલોનાં દૃષ્ટાંતો હોવા છતાં અર્વાચીન શિક્ષા પ્રણાલીને વંધ્યા કહેવામાં આવે છે તે આશ્ચર્યજનક નથી?

કલાની ખાતર કલાની માફક શ્રેષ્ઠ પંક્તિના વિદ્વાનો શોધખોળની ખાતર જ શોધખોળમાં માને છે. તેવા પંડિતો ભગવદ્‌ગીતામાં **અથ** શબ્દ કેટલી વખત વપરાયો, મહાભારતમાં એકંદરે કેટલી હ્રસ્વ ઇ અને કેટલા દીર્ઘ ઊ છે, વગેરે અથાક શ્રમયુક્ત વિદ્વત્પ્રક્રિયાઓમાં મગજને રોકી રાખે છે. ખંભાતને કેટલા દરવાજા હતા, પાટણ પડયું ત્યારે ત્યાં દરજીઓનાં ઘર કેટલાં હતાં, રણજીતસિંહ ડાબી આંખે કાણો હતો કે જમણી વગેરે વિષયોની ચર્ચામાં જે નિષ્કામ વિદ્યાસેવા રહેલી છે તેની કદર પુરાતત્ત્વમંદિરો જ કરી શકે.

એ મહાન વિષય વિષે જેટલું લખીએ તેટલું થોડું જ છે, પણ જ્યાં કાંઈ જ લખાયું નથી ત્યાં થોડુંએ ઘણું ગણી વીરમીશ.

# સાહિત્યવિવેચન

સુહૃદોના ઉપકારકારણે, દ્વિષદોના અપકારકારણે,
વિબુધો કરતા વિવેચના, ઘસડે કેવલ કોણ પેનના ?

ઉપર્યુક્ત શ્લોક પ્રમાણે સાહિત્યવિવેચનના સર્વમાન્ય ઉદ્દેશો બે કહી શકાય : આત્મશ્લાઘા અને પરનિંદા.

આત્મશ્લાઘાનું સાદામાં સાદું રૂપ એ છે કે પોતે જ પોતાનાં વખાણ કરવાં. આપણે ત્યાં કવિઓ પોતાનાં કાવ્યોના અંતે વિવેચન કરી આવો જાતમહેનતવાળો પ્રશસ્ય પ્રયાસ વર્ષોથી કરતા આવ્યા છે. તેવો લાભ અન્ય લેખકોને મળતો નથી, માટે જ કદાચ, કવિતા વધારે લખાતી હશે. અન્ય લેખકો આવો સીધો અવકાશ ન મળવાથી બીજો રસ્તો લે છે; સૂર્યકાન્ત ચંદ્રકાન્તનાં વખાણ કરે છે, તો ચંદ્રકાન્ત સૂર્યકાન્તનાં. ગામડામાં સ્ત્રીઓ નદીએ ન્હાવા જાય છે ત્યારે એકબીજાના 'વાંસા કરે છે' તેના જેવી આ સગવડ ભરેલી પ્રવૃત્તિ છે. તમે કહેશો કે 'વાંસા કરવા' જેવું ગ્રામ્ય દૃષ્ટાન્ત સાહિત્યના સુરસ ક્ષેત્રમાં ન શોભે. તો અંગ્રેજી કહેવત આ રહી : You scratch my back, and I scratch yours.

આ પદ્ધતિનો ઉપયોગ છાપાંના તંત્રીઓ અનોખી રીતે કરે છે. જૂના વખતમાં રાજ્યકર્તાઓ કોઈ બહાદુરી ભરેલા કે સેવાના કાર્યની કદર કરવા માટે જમીન, ઈનામ કે પોશાક આપતા. આ નવા જમાનામાં તેને બદલે પદવીઓ આપવામાં આવે છે. તે જ પ્રમાણે તંત્રીઓ પણ લેખકોને મહેનતાણાના પૈસાને બદલે મધુરકોમલકાન્ત પદાવલીવાળી પદવીઓ આપે છે.

એક તંત્રીનો પોતાની પત્ની જે એક કન્યાઓની માધ્યમિક શાળાનાં વિજ્ઞાનશિક્ષિકા હતાં તેમના 'બટાકાની વેઢમી,' 'રસોઇનું રસાયણુ' એવા દરેક લેખની ઓળખાણુ આપતાં કાંઈક આવું જ લખવાનો નિયમ હતો : 'ગુજરાતનાં શ્રેષ્ઠ વૈજ્ઞાનિક.' બીજા એક તંત્રી પાસે પાંચ પદવીઓ હતી : 'ગુજરાતી સાહિત્યનો ડંકો જગતસાહિત્યમાં વગાડનાર,' 'વિવેચકપુંગવ,' 'લેખકર્ષભ,' 'પ્રખર વિદ્વાન' અને 'કવિકુલમોડ;' આ પદવીઓની લ્હાણી તે વારતહેવારે ઈષ્ટ મિત્રોમાં કરતા.

વિવેચનનો બીજો ઉદ્દેશ પરનિંદા એવો રસિક વિષય છે કે તેને વિષે કાંઇક વિસ્તારથી કહેવું જોઈએ એમ અમારા દરેક વાચક અવશ્ય આશા રાખતા હશે. તેની એક સરસ રીત એ છે કે લેખકે જે લખ્યું હોય તે વિષે નહિ, પણ લખ્યું ન હોય તે વિષે વિવેચન કરવું. ગોવર્ધનરામ સરસ્વતીચંદ્રની કિમ્મત નવલકથા તરીકે કરાવવા માગતા નથી; તેમાં મુખ્યત્વે જીવનમીમાંસા છે; તો પછી નવલકથા તરીકે તેના દોષો ગણાવવા તરફ જ વિવેચકે લક્ષ આપવું. સામેવાળાની સૌથી નબળી બાજુ પર હલ્લો કરવો એ જ જીતનો ઉત્તમ માર્ગ છે, એ યુદ્ધનીતિને અહીં અનુસરવામાં આવે છે, એવો

ઉત્તરપક્ષ કોઈ પણ પૂર્વપક્ષીને મ્હાત કરવા બસ થશે.

અને તેની શરૂઆત 'નવલકથા' શબ્દથી જ કરવી. 'આ નવલકથા' એટલું લખીને તુર્ત જ હલ્લો શરૂ કરવો:

'ગુજરાતનું અભ્યાસદારિદ્ર કેટલું બધું છે તેનું માપ આ વર્ષોથી ચાલ્યો આવતો નવલકથા શબ્દ બતાવે છે. ગુજરાતમાં આ કુશબ્દ દાખલ કરનાર જડી આવે તો તેને શી શિક્ષા કરવી તે કામ સાહિત્યસ્વામીઓને સોંપી તે માટે વપરાવો જોઈતો હતો તે શબ્દ જ અહિં આપીશ: પરિકથા. આ શબ્દ સમજાવતાં આપ્ટેએ લખ્યું: परिकथा A work giving the history and adventures of a fabulous person, a work of fiction–Apte's Practical Sanskrit–English Dictionary. 'પ્હેલે દહાડે બિલાડીને મારવી' એ ફારસી કહેવત પ્રમાણેના તમારા આ શરૂઆતના મહાન ધડાકાથી વાંચકો મંત્રમુગ્ધ થઈ જશે, અને લેખકોના હાંજાં ગગડી જશે. અને આટલું થયું એટલે તમારૂં કામ સરલ બની ગયું સમજો.

વિવેચનમાં મોટામાં મોટો લાભ એ છે કે કાંઈ જ કહેવાનું ન હોય છતાં તેમાં ઘણું લખી શકાય છે. મેં કેટલાક કાવ્યગ્રંથોનાં વિવેચનોની લીટીઓ ગણી જોઈ છે. એક પ્રખ્યાત કવિના પ્રસિદ્ધ પુસ્તકનું વિવેચન એક વિદ્વાન વિવેચકે કર્યું હતું. કોઈ પણ પ્રખ્યાત કવિનું પુસ્તક પ્રગટ થાય એટલે પ્રસિદ્ધ વિવેચકે તેના વિષે લખવું જ જોઇએ એ પ્રણાલિકા પ્રશંસનીય છે. પણ કેટલીક વખત એવું બને છે કે કવિને ઊર્મિ આવી ગયા પછી તુર્ત જ વિવેચકને ઊર્મિ ન પણ આવે. છતાં વિવેચકનું કાર્ય અટકી રહેતું નથી તે આ દૃષ્ટાંત

બતાવી આપે છે. કાંઇ જ કહેવાનું ન હોવા છતાં વિવેચકે ૯૪૫ લીટીનું વિવેચન કર્યું હતું. તેમાં ૫૦૦ લીટીઓ મૂળ કાવ્ય-માંથી અવતરણ રૂપે અપાઈ હતી; બાકીની ૪૪૫ પંક્તિઓ-માંથી ૪૦૦માં સાર આપવામાં આવ્યો હતો, ૪૦ સાર અને અવતરણોના પરિચયરૂપે હતી અને પાંચ વખાણ તથા નિંદા માટે રોકવામાં આવી હતી.

જરા વિગત વિના આ કુશળ રચના નહિ સમજાય. અવતરણોનો પરિચય આ રીતે આપવામાં આવ્યો હતો. 'આત્મા અને પરમાત્મા વચ્ચેનો સંબંધ કેવો છે તે સમજાવતાં કવિશ્રી લખે છે'—'હવે મોક્ષનો માર્ગ કયો છે તે બતાવતાં આપણા કવિએ લખ્યું છે'—'સંસારમાં દુઃખનો ઉપયોગ શો છે તે વિષે કવિ જણાવે છે'—વગેરે, વગેરે.

સારનો પરિચય પણ આ જ રીતે આપવામાં આવ્યો હતો. 'કવિશ્રી માનવજીવનનો ઉદ્દેશ નીચે પ્રમાણે સમજાવે છે'—આમ કહી પચાસ લીટીમાં પચાસ પાનાંનો સાર આપ-વામાં આવ્યો હતો. પછી વળી અવતરણો, અને વળી પછી સાર. વખાણની લીટીઓ આ પ્રમાણે હતી. 'ગુજરાતના પ્રસિદ્ધ કવિ શ્રી. સુવર્ણચંપકનું તાજેતરમાં બહાર પડેલું પુસ્તક વાંચી અમને ઘણો જ હર્ષ થાય છે.' અને નિંદારૂપે લખાયેલી ત્રણ લીટીઓનો સાર આવો હતો,—'કવિશ્રી પાસે ગુજરાત ઘણી આશાઓ રાખે છે. માટે જ અમે તેમના ગુણદોષો વિગતવાર દર્શાવ્યા છે. ભવિષ્યમાં તેઓ આથી પણ વધારે સારાં કાવ્યો આપણને આપો એ જ અંતિમ આશા!'

આ છેલ્લાં વાક્યોમાં તમે એક નવી બાબત જોઇ હશે. તેનું નામ મુરબ્બીવટ. વિવેચકો હમેશાં પોતાને લેખકોના

મુરબ્બીઓ માને છે. આથી જ વિવેચકો શરીરે અને વિચારે ઘરડા હોવા જોઇએ એવું ધારવામાં આવતું લાગે છે. એક વિવેચકને જોઈને ઘણા લેખકો નિરાશ થયા હતા, તે મેં જોયું છે. 'અહો! અમે તો માન્યું હતું કે તમે પાઘડી મૂકતા હશો;' 'તમને તો કેવાએ ગંભીર ધારેલા;' 'તમને ૭૫ વર્ષના કલ્પેલા' વગેરે. કહેવતના કવિઓની માફક આવા ધીરગંભીરો પણ જન્મે છે. આવા ગાંભીર્યના ઈજારદારો મુરબ્બીઓ અને વિવેચકો બનવા જ સર્જાયા હોય છે. પોતાનાથી પચાસ વર્ષ પહેલાં લખવાનું શરૂ કરનાર લેખક વિષે આવા પચીશેક વર્ષના વિવેચક મહાશય સંપૂર્ણ ગાંભીર્ય જાળવીને કહી શકે છે:

'લેખક હજુ તો સાહિત્યક્ષેત્રમાં પગલાં માંડતા આવે છે; (અથવા—પગલીઓ પાડતા પ્રવેશે છે;) જો પ્રયત્ન કરશે, તો અમને ખાત્રી છે કે તે અવશ્ય બીજા વર્ગમાં ઉચ્ચ કક્ષાએ વિરાજે એવા નવલકથાકાર બની શકશે.'

આવા ઉત્તેજનના શબ્દો ઉપરાન્ત તે કયારેક શિખામણ પણ આપે છે; 'આ ઊગતા કવિને અમારી સલાહ છે કે તેમણે પોતાનો હાથ પ્રકૃતિવર્ણનનાં કાવ્યો ઉપર અજમાવવો.'

વિવેચક પોતાને લેખકનો મુરબ્બી માને છે, કારણ લેખક તો માત્ર લખી જાણે છે, પણ વિવેચક તો તેની પરીક્ષા કરે છે. વિવેચક એટલે ન્યાયાધીશ, જૂના વિવેચકો એટલે સાક્ષીઓ અને લેખક એટલે આરોપી. અથવા લેખક એટલે નિશાળિયો અને વિવેચક એટલે તેનો પરીક્ષક.

એક ડોશીમા એક વખત ટ્રામ ઉપર ચડતાં પડી ગયાં. ટ્રામ તો તેમને મૂકી ચાલી ગઈ. તે જ પ્રમાણે અનેક માણસો પણ તેમને મૂકી ચાલ્યાં ગયાં, કોઈ લક્ષ આપ્યા વિના

તો કોઈ વળી ‘ અરેરે ’ બોલીને. આખરે એક સજ્જન આવી ચડયા, જેમણે ડોશીને મદદ કરી ઊભાં કર્યાં. એટલે એક બીજા સજ્જન પાસેના ઝાડ પછવાડેથી નીકળી આવ્યા અને બોલી ઊઠયાઃ ‘ ધન્ય છે! ધન્ય છે! હજુ વસુંધરા માનવરત્નવિહોણી નથી થઈ! હું દસ મિનિટથી જોયા જ કરતો હતો કે કોઈ માઈનો પૂત આ ડોશીને સહાય કરે છે? અને છેવટ તમે નીકળી આવ્યા. ’ * અહીં જેમ ચિંતનશીલ પ્રેક્ષક માત્ર ક્રિયા કરનારના કરતાં પોતાને શ્રેષ્ઠ ગણે છે, તેમ જ વિવેચક પણ લેખકના કરતાં, વાજબી રીતે જ, પોતાને ઉચ્ચ કક્ષાનો માને છે.

ખરો વિવેચક માત્ર એક પુસ્તકનો પરિચય આપીને જ બેસી રહેતો નથી. તેનામાં કુનેહ હોય તો એક પુસ્તકરૂપી ખીંટી ઉપર પોતાના સકળ જ્ઞાનગરથની ગાંસડી તે આસાનીથી લટકાવી શકે. અખાના છપ્પા વિષે લખતાં શાંકરવેદાન્ત જ નહિ પણ કાન્ત અને હેગલ, શૉપનહોર અને બર્ગસનના તત્ત્વજ્ઞાન ઉપર ઘણું અજવાળું પાડી શકાય. તેવી જ રીતે પ્રેમાનંદનાં આખ્યાનોને શેક્સપિયરનાં નાટકો સાથે, અને સામળની વાર્તાઓને સ્કૉટની ઐતિહાસિક નવલકથાઓ સાથે સરખાવી શકાય.

વિશાળ જ્ઞાનવાળા વિવેચકને વિવેચ્ય પુસ્તક વાંચવાની પણ હંમેશાં જરૂર રહેતી નથી. એવું નમાલું ગુજરાતી પુસ્તક તે શા માટે વાંચે? પુસ્તકનો વિષય ગ્રામોદ્ધાર છે એટલુ પ્રસ્તાવનામાંથી જાણ્યું એટલે બસ છે. પ્રસ્તુત પુસ્તક

* આલ્ફ્રેડ ઍડલર કૃત ‘ અન્ડરસ્ટૅન્ડિંગ હ્યુમન નેચર ’માંથી આ દૃષ્ટાંત લીધું છે.

વિષે લખવાને બદલે તે ગ્રામોદ્ધાર ઉપર સ્વતંત્ર વિચારો આપવાનું વધુ પસંદ કરશે. આનું નામ સર્જનાત્મક વિવેચન.

દરેક ધંધામાં જોખમ હોય છે તેમ આમાં પણ કોઈ વખત મુશ્કેલીમાં આવી પડવાનો સંભવ ખરો. એક ગ્રંથપાલે એક વખત 'પ્રાઇડ એન્ડ પ્રેજ્યુડિસ' અને 'સેન્સ એન્ડ સેન્સિબિલિટી'ને માનસશાસ્ત્રના વિભાગમાં ગોઠવેલું તેવું પરિણામ કદાચ આવે. પુસ્તકનું નામ હોય 'અંતરનાં અજવાળાં,' તેથી તમે અનુમાન કરો કે તે તત્ત્વજ્ઞાનનું પુસ્તક હશે; અને પછી મન, આંતર્મન વગેરેની ભવ્ય વિચારણામાં તમે ઊતરી પડો અને છેવટે તે નીકળી આવે કાયદાની ઘરગથ્થુ સલાહનું પુસ્તક. આવા પ્રસંગે જ હિંમતની ખરી કસોટી થાય છે. વિવેચકે જો ગીતામાં કહેલો અભયનો ગુણ કેળવ્યો હોય તો અસારમાંથી પણ તે સારોદ્ધાર કરી શકે. તે લખી શકે: 'ગુજરાત બેકદર છે તેનો અનુભવ નર્મદ અને હાજીની માફક અમને પણ થયો છે. અમે બાદશાહી બેફિકરાઈથી એક કાયદાના પુસ્તકને તત્ત્વજ્ઞાનનું પુસ્તક કહ્યું, તેથી અનેક પુસ્તકકીટો ઊકળી ગયા છે. પણ અમે તે વાતને કાંઈ જ મહત્તા આપતા નથી. હજારો પુસ્તકોનું અવલોકન કરવાનું હોય તેવા વિવેચકે દરેક નમાલું પુસ્તક વાંચવું જ જોઈએ એવા વેદિયાપણામાં અમે હરગીજ માનતા નથી. આર્નોલ્ડ બેનેટને તો મહાન સાહિત્યસ્વામી તરીકે સ્વીકારો છો ને? તેણે પોતાના પુસ્તક The Truth About an Author માં લખ્યું છે કે તે હમેશાં વાંચ્યા વિના જ વિવેચનો લખતો; જે, અલબત્ત, ઘણાં જ વખણાતાં.'

વાંચ્યા વિના વિવેચન કરવાની એક બીજી પણ કલાયુક્ત

પદ્ધતિ છે. શ્રી. રમણલાલની નવલકથા ' ભારેલો અગ્નિ ' પ્રકટ થઈ તમારી પાસે અવલોકન માટે આવી છે; પણ તમે વિવિધ કારણોથી તે વાંચી શકયા નથી. ગૃહિણી માંદી પડી, તમને સળેખમ થયું, નોકર નાસી ગયો—આવાં આવાં કારણોથી કર્તવ્યમાં વિલંબ થયો છે એમ ન કહી શકાય તેમ નથી. ચોક્કસ કહી શકાય. તમારા જેવા મહાન વિચારકને શાકવાળીએ ઘસાએલી એક આની આપી હોય,* કે દાતણવાળીએ પૈસાનાં દસ કહીને નવ જ દાતણ આપ્યાં હોય, તે સર્વ હકીકતો જણાવવાની તમારી ફરજ છે, કારણ કે વાચકોને તેવું વાંચવાની હમેશાં ગરજ રહે છે. પણ આ પ્રયોગ એક કરતાં વધારે વાર થઈ ગયો હોવાથી તેમાંથી આકર્ષક તત્ત્વ ઊડી જતાં તમને કાંઈક નવું કરવાનું મન થાય એ સ્વાભાવિક છે. વળી બીજા ત્રીજા દરજ્જાના વિવેચકોના અભિપ્રાયો પ્રસિદ્ધ થઈ જાય, અને તમારા જેવો પ્રથમ દરજ્જાનો અગ્રગણ્ય આદમી જ અભિપ્રાય આપ્યા વિનાનો રહી જાય એ યોગ્ય ગણાય નહિ. તો પછી આમ કરવું : ' શ્રી. રમણલાલની વળી એક નવલકથા પ્રસિદ્ધ થઈ છે. પૂર્વે નારાયણ હેમચંદ્રનું પુસ્તકોનું કારખાનું ચાલતું હતું તેવું જ શ્રી. રમણલાલે પણ કાઢયું હોય એમ લાગે છે. અમને ' ભારેલો અગ્નિ ' અભિપ્રાયાર્થે મળી છે. અમે તે હજી સુધી વાંચી શકયા નથી. પણ અમારા બીજા પુત્રની ( જેમનું ખરૂં નામ શશિકાન્ત છે, અને હુલામણાનું હકુભાઇ ) આંખે ટીપાં પડાવવા ગયેલા ત્યાં અમારા મિત્ર છનાભાઈ મ્યુનિસિપલ

* જેનો પછી, તમારે યાદ રાખીને, પ્લેટફૉર્મ પાસ કાઢવા માટે, ઉપયોગ કરવો પડયો હોય.

દવાખાનામાં ભળી ગયેલા, તે કહેતા હતા કે 'ઠીક છે, પણ તેમાં શ્રી. રમણલાલે અહિંસાની વાત દાખલ કરી છે તે ઇતિહાસવિરોધી લાગે છે.' શ્રી. રમણલાલ ગુજરાતી સાહિત્યના એક સારા નવલકથાકાર છે. તો તેમણે આ પ્રમાણે બળવા વિષે સંપૂર્ણ માહિતી મેળવ્યા વિના–તે વિષેનાં સર્વ પુસ્તકો વાંચ્યા વિના-આમ ઉતાવળથી ઇતિહાસવિરોધી કહી શકાય તેવું લખી નાખવું તેનો અમે કોઈ રીતે બચાવ કરી શકતા નથી. કદાચ અમને કહેવામાં આવશે કે બળવા વિષે તો સેંકડોની સંખ્યામાં પુસ્તકો લખાયાં છે, તો શું તે સર્વ વાંચવાં? તેનો જવાબ અમારી પાસે તૈયાર છે. બળવા વિષે ગમે તેટલાં પુસ્તકો લખાયાં હોય, પણ તેમાંનાં મુખ્ય પાંચેક વર્ષમાં વંચાઈ રહે તેમ છે. પુસ્તક ભલે એટલું મોડું લખાય; પણ ઉતાવળ કરી, જેના સંબંધમાં અભિપ્રાય દર્શાવવાનો છે તે વિષે સંપૂર્ણ વાંચ્યા વિચાર્યા વિના લખવાથી, એ મહાન પ્રસંગને અન્યાય થાય છે એમ અમને લાગે છે તેથી જ આટલું લખવા એક અભ્યાસી તરીકે પ્રેરાયા છીએ.'

વિવેચનની આ અતિવિશાળ પદ્ધતિથી ઊલટી અતિમર્યાદિત પદ્ધતિ પણ એવી જ આકર્ષક છે. તેમાં વિવેચક મહાશય પુસ્તકની વચ્ચેથી ગમે તે પાંચ સાત વાકયો ચૂંટી કાઢીને વિદ્વત્તાયુક્ત વિવેચન કરે છે. જેમ કે—'શું કામ ખમે છે? હું તે જ પૂછવા માગું છું. એક પળ, તે રાતે, મુંઝાલ! જેવો હતો તેવો થઈ રહે.' આ વાકય ઉપર એક સ્વતંત્ર લેખના જેટલું વિવેચન થઈ શકે. પણ અહીં, થોડું નમૂના તરીકે જ આપીને, સંતોષ માનીશું.

'પ્રથમે ગ્રાસે મક્ષિકા. પહેલા વાકયમાં કર્તા જ નથી.

લેખકે ગુજરાતી નિશાળમાં કે અંગ્રેજી શાળામાં વ્યાકરણના વિષય તરફ અક્ષમ્ય દુર્લક્ષ કર્યું નહોત તો તેમને હાથે વ્યાકરણનું આવું ભયંકર ખૂન–ખુદ કર્તાનું જ ખૂન–ન જ થાત. કે પછી લેખક આડકતરી રીતે, પાછલે બારણેથી, ઇશ્વરનો ( કર્તાનો ) ઇન્કાર કરનાર સામ્યવાદનો પ્રચાર કરવા માગે છે ? વળી છેલ્લા વાકયમાં શબ્દો આડાઅવળા કરી નાખ્યા છે. તે વાકય આ પ્રમાણે લખાવું જોઈએ. 'મુંજાલ [ તું ] એક પળ, તે રાતે [ જેવો ] હતો તેવો થઈ રહે.' અહીં 'તું' મૂકવામાં નથી આવ્યું તે ઉપર ગણાવ્યો તેવો જ દોષ છે. આમ ઉપરાઉપરી બે દોષ થયા, તે અસહ્ય ગણાવા જોઈએ. જેવો...તેવો અંગ્રેજી શૈલિનું અનુકરણ છે. તેને બદલે માત્ર તેવો જ લખાવું જોઈએ.'

વાંચ્યા વિના વિવેચન થઈ શકે, તો પછી સમજ્યા વિના થઈ શકે એ તો સમજી શકાય તેવી વાત છે. તે માટે ઉત્તમ ઉપાય એ છે કે શિષ્ટ શૈલીનો ઉપયોગ કરવો. ધારો કે તમે છૂટક વિવેચન લેખોથી આગળ વધી 'ગીતાનો પરમોપદેશ' નામનું પુસ્તક જ લખો તો ? કામ સહેલું છે. માત્ર તમારે આ રીતે શરૂઆત કરવી જોઇએ. 'કર્મમાત્રનો ત્યાગ કરી નરસિંહ મહેતાની માફક ભગવદ્‌ભજન પરાયણ રહેવું અને જરૂર પડયે ઇશ્વર પાસે ફલની પ્રાર્થના કરવી તે વિદગ્ધ માનસને સમજાવવા કલ્પનાના તુરી ઉપર પલાણ કરી, મનોમહાસાગરમાં વિહરતા રાજહંસે કલકલ ધ્વનિ કરી જે અમૃતૌઘ વહાવ્યા છે, તેમાં ઈષત્ ડૂબકી મારવાનો પ્રયાસ અત્ર અભિપ્રેત છે;' વગેરે, વગેરે. આવી સંસ્કારી શૈલીમાં લખાયેલો પ્રૌઢ વિવેચનગ્રંથ તેની અગમ્યતાને લીધે જ સાહિત્યનું અમૂલ્ય

આભૂષણ સહેલાઈથી ગણાઈ શકે છે.

વિવેચકનો વ્યવસાય ખરાબ છે, તેમાં અનેકને માઠું લગાડવું પડે છે, એમ વારંવાર કહેવાય છે. પણ એ સર્વ કાર્યદક્ષતાની ખામીનાં પરિણામ છે. કાર્યદક્ષ વિવેચકને આવી મુશ્કેલી ભાગ્યે જ નડે છે. વિવેચકે દોષો દર્શાવવા જ જોઇએ એમ અમે પણ માનીએ છીએ. કારણ તે વિના વાંચવામાં રસ પડતો નથી, અને વિવેચકને પોતાને પણ લખવામાં ખરી મજા આવતી નથી. પણ તે માટે 'લૂંટવો તો ભંડાર ને મારવો તો હાથી' એ નવલરામના સંબંધમાં ગોવર્ધનરામે કહેલ જુનવાણી સૂત્રને બદલે 'મારવો તો મૂષક ને સત્કારવો શ્રીમાન' એ અદ્યતન સૂત્ર સ્વીકારવું જોઈએ. તે પ્રમાણે કરવામાં આવે તો માઠું લગાડવાથી કાંઈ નુકસાન થતું નથી; અને પ્રશંસા કદી અફળ જતી નથી. અહીં મૂષક કોણ અને શ્રીમાન કોણ તે સ્પષ્ટ કરવું જોઈએ. જેમને શ્રીને લીધે માન મળતું હોય તે શ્રીમાન. રાજાઓ, તેમના કારભારીઓ, સરકારી અમલદારો, મોટા વેપારીઓ સર્વ આ વર્ગમાં આવે છે. બાકીનાઓનો સમાવેશ યથાપ્રસંગ મૂષકવર્ગમાં કરી શકાય.

વિવેચનના ધંધામાં સાહસ નથી એમ પણ ન કહી શકાય. શેરલોક હોમ્સ અને બ્લેકોક જેવી શોધક બુદ્ધિવાળાઓ માટે અહીં સાક્ષરી જાસુસીનું વિશાળ અણખેડાએલું અથવા અલ્પ ખેડાએલું ક્ષેત્ર છે. પ્રેમાનંદનાં નાટકો નાથાશંકરે લખ્યાં કે પેથાશંકરે? વલ્લભ થઇ ગયો કે થયો જ ન હતો? વલ્લભનાં કાવ્યો કોણે લખ્યાં? કચ્છીજનકથા 'સુણી મેઆર' ગ્રીક 'હીરો અને લીએન્ડર' પરથી લખાઇ છે? ચંદ્રહાસાખ્યાનનું

વસ્તુ The Man Born to be King એ મોરીસની વાર્તા પરથી લેવાયું છે, તે માટે જવાબદાર કોણ? પ્રેમાનંદ કે કોઈ આધુનિક પ્રકાશક? આવા અનેક મહાપ્રશ્નો આ ક્ષેત્રમાં પડયા છે, ને બીજા શોધી કાઢી શકાય.

આ યુગમાં સત્યાગ્રહને દરેક ક્ષેત્રમાં સ્થાન છે તો વિવેચનના ક્ષેત્રમાં પણ કેમ ન હોય? તેના એક દૃષ્ટાંતથી જ આ લેખ પૂર્ણ કરીશ. મધુરથી સમાપ્ત કરવાની પ્રણાલિકા પણ તેથી સચવાશે. એક વિવેચક મુંબઈ યુનિવર્સિટી લાઈબ્રેરીમાં બેસીને એક વખત અનેક તરેહનાં નવાં પુસ્તકો ફેંદી રહ્યા હતા. તેવામાં અચાનક જ એક સાહિત્યવિષયકચૌર્ય તેમને હાથે પકડાઇ ગયું. જેમને બાલપણથી જ તેમણે પોતાનો પ્રિય ગુજરાતી કવિ ગણ્યો હતો તેનું એકેએક કાવ્ય, એકેએક વાક્ય, અરે એકેએક શબ્દ એક અજ્ઞાત અંગ્રેજી કવિના પુસ્તકમાંથી ઊંચકી લેવામાં આવ્યાનું તેણે જાણ્યું. તેની અસ્મિતા ઘવાઈ. તેની સાક્ષરતા રંડાઈ. તે તો બધું ઠીક, પણ માતા ગુર્જરીનું શું? ગુર્જર સાહિત્યનું શું? હવે કયા મોંએ તે 'ગુર્જરી કોણ કહે કંગાલ?' ગાઈ શકે?

આ કલંક ધોયે જ છૂટકો. પ્રાયશ્ચિત્ત કર્યે જ છૂટકો. તેણે તત્કાલ નિશ્ચય કરી નાખ્યો. જે સ્થળે આ ભયંકર પાપનું જ્ઞાન થયું તેજ સ્થળે તેનું પ્રાયશ્ચિત્ત પણ થવું જોઈએ. એ હાલાહલ પીનાર નીલકંઠ કોણ બનશે? અલબત્ત એ વિવેચક પોતે જ. વિવેચકોએ લેખકોના દોષો તો ઘણા બતાવ્યા પણ એ દોષોનો પોટલો પોતાના માથાપર મૂકવા તૈયાર થનાર શહીદ તો વીસમી સદીએ જ જોયો. તેણે જાહેર કર્યું કે પોતે રાજાબાઇ ટાવર પર ચડી, બપોરના બાર વાગે, સાક્ષરી

પ્રાયશ્ચિત્ત કરવા માટે, ઝંપાપાત કરશે. બે પારસી બાળાઓએ પોતાનું શિયળ રક્ષવા જ્યાં આત્મબલિદાન આપ્યું હતું ત્યાં ગુર્જર કવિતાની પવિત્રતાના રક્ષણાર્થે એક સાહિત્યવીર આત્મબલિદાન કરવા તત્પર થયો. પણ અફસોસ! પોલિસને વેળાસર ખબર પડી જવાથી સાહિત્યજગતની આ મહાન શહાદત અટકી ગઈ. પણ ઇતિહાસને ચોપડે તો એક અમર ગાથા અવશ્ય નોંધાઈ ગઈ.

# સમન્વય

બહુરૂપીની સંસ્થા એક વખત આખા હિંદુસ્તાનમાં વ્યાપેલી હતી. વાઘ, સ્ત્રી, બાવો, વાણિયો એવા જાત જાતના વેશો લઈને બહુરૂપી આવે, પણ તેને કોઇ ઓળખી શકે નહિ; છેવટે પોતાની ઓળખાણ આપી તે સામા માણસ પાસેથી ઈનામ લેતો.

આવા વેશનિપૂણ બહુરૂપીઓ હવે ઓછા થઈ ગયા છે, તે જોઈ કેટલાક કલારસિકોને ખેદ થાય છે. પણ તે ખેદ ખોટો છે. હિન્દના દરેક ભાગમાં હજુ પણ જોઈએ તેટલા બહુરૂપીઓ છે; જૂના પ્રકારના નહિ તો નવા પ્રકારના.

બેરીસ્ટર તનમનીપ્રસાદ કોઈ દેશભક્ત આવે ત્યારે સવારમાં પ્રમુખસ્થાને બિરાજી ગુજરાતીમાં ભાષણ આપે છે, પણ જાહેર સભાના દેશભક્તને વિદાય આપી બીજે દિવસે, જે શાળાના પોતે મંત્રી છે તેનો મેળાવડો સ્થાનિક કલેકટરના પ્રમુખસ્થાને કરે છે તથા મડમ સાહેબના હાથે ઈનામો વહેંચાવે છે. આ વખતે આખા મેળાવડામાં ઇંગ્રેજી જાણનાર બેજ જણા છે; સાહેબ અને મડમ. બીજા જાણે છે, પણ થોડુંક. તો પણ તનમનીપ્રસાદ

ગોખેલું ઇંગ્રેજી ભાષણ કડકડાટ બોલવા માંડે છે. ધાણી ફુટે તેમ ફડાફડ તેમના મુખમાંથી ઉપમા, રૂપક અને અનુપ્રાસ નીકળવા માંડે છે. પરંતુ 'શાળારૂપી બગીચામાં, બાળકોરૂપી વૃક્ષોને, પુષ્પ જેવાં મડમ સાહેબ, ભ્રમર જેવા સાહેબ સાથે પધારી, ઈનામોરૂપી મધ વહેંચી આપશે' એવું છેવટનું વાક્ય સાંભળી મડમ સાહેબનું હાસ્ય ઝાલ્યું રહેતું નથી. તે મંદમંદ હસવા લાગે છે. તનમનીપ્રસાદ આ હાસ્યલહરીમાં પોતાની વિજય-પતાકા ફરફરતી જુએ છે, અને મલકાતા મુખડે મડમ સાહેબ સામે છટાથી ડોકું નમાવી ખુરશી પર બેસી જાય છે.

રાજકારણમાં જેમ તનમનીપ્રસાદને બે મ્હોં છે તેજ પ્રમાણે તેમનું સામાજિક જીવન પણ દ્વિમુખી છે. તેમણે કૉલે-જમાં બી. એ. સુધી ફારસીભાષા અને સાહિત્ય લીધેલું પણ ઘેર પગારદાર શાસ્ત્રી રાખી સિદ્ધાન્તકૌમુદીનો અભ્યાસ કરેલો. પછી વિલાયત જઈ બૅરીસ્ટર થઈ આવ્યા, પણ હિંદને કિનારે પગ મૂક્યો કે તે સીધા નાસિક ગયા હતા. તેમની નાતનાં માણસો અને શહેરના શાસ્ત્રીઓ આ પ્રસંગની વાત નીકળે ત્યારે કહેતા 'રંગ છે એની ટેકને. પેટને માટે ભલે વિલાયત જઇ આવ્યો, પણ મુંબઈના બારામાં ઊતર્યો કે સીધો નાસિક ગયો, અને દેહશુદ્ધિ પ્રાયશ્ચિત્ત કરીને શહે-રમાં પગ દીધો. ધરમ તો એમ રહે.' પણ આટલું છતાંએ પાછા ગાંધીજીના ચેલા છે. અસ્પૃશ્યતાના મહાન વિરોધી, અસ્પૃશ્યોનાં સરઘસોમાં જાય, સભાઓમાં ભાષણો કરે અને ઘેર આવી સ્નાન કરી નાખે; પાઘડી ધોતીયું અને કોટ પહેરી ઉપર કસબી ખેસ નાખી નીકળે તો જાણે અમદાવાદી શેઠ આવ્યા! અને સાહેબ લોકને મળવા જવું હોય તો કોટ,

પાટલુન, નેકટાઈ, કોલર, બુટ બધું બરાબર સજે. મહાત્મા ગાંધીજીની સભા માટે શુદ્ધ ખાદીનો જભ્ભો, ટોપી અને ધોતીયું પણ રાખેલ છે.

માણસ ભારે હિમ્મતબાજ અને ચતુર. તે વિના આમ સરકસના ખેલાડીની માફક એક ઘોડા પરથી બીજા પર, ને બીજા પરથી ત્રીજા પર ઝડપથી કુદી શકાય? બીજો કોઇ હોય તો ભોંય પર જ પડે. પહેલાં એકવાર આર્યન બ્રધરહુડનું પ્રીતિભોજન થયેલું. બ્રાહ્મણ, વાણીયા, ગોલા, ઘાંચી વગેરે સર્વ હિન્દુ જ નહિ પણ મુસલમાન ખ્રિસ્તિ અને પારસીઓએ પણ તેમાં ભાગ લીધો હતો. આવી આગળ આવવાની તક તનમનીપ્રસાદ ચૂકે? તે તો તુરત તૈયાર થઈ ગયા. બીજે દિવસે જમનારાઓનાં નામ છાપાંમાં આવ્યાં. તેમાં તનમનીપ્રસાદનું પણ હતું. નાતમાં ખળભળાટ થઈ ગયો. સનાતની છાપાંવાળાઓએ જબરો કોલાહલ મચાવ્યો. જિજ્ઞાસુઓ આતુરતાથી જોઈ રહ્યા કેઃ—'જોઈએ, હવે બારીસ્ટર કેવી રીતે છટકે છે?!' છટકશે એ વિષે તો કોઈના મનમાં શંકા જ ન હતી. જેમ કેટલાક જાદુગરો પોતાને દોરડાં વતી બંધાવે છે અને પછી પેટીમાં પૂરાવે છે, તે વખતે અનુભવી પ્રેક્ષકોને ખાત્રી જ હોય છે કે જાદુગર બહાર નીકળશે જ, તેજ પ્રમાણે બારીસ્ટરની અનેક કરામતો જોઈ હોવાથી, આ વખત પણ તેમની ચાલાકી ઉપર સૌને શ્રદ્ધા હતી. પણ તે કેવી રીતે છુટી જાય છે એ કળા જોવાની સૌને ઉત્કંઠા હતી. અને ત્રીજે દિવસે તનમનીપ્રસાદે ખુલાસો બહાર પાડયો પણ ખરો કેઃ 'મેં તો માત્ર મોસંબી જ લીધી હતી.' શંકાખોરોએ આ માનવાની ના કહી, એટલે તુરત જ મંત્રીનો ખુલાસો પ્રકટ થયોઃ— 'શ્રી. તનમનીપ્રસાદની તબિયત નાદુરસ્ત હોવાથી તે દાક્તરી

સલાહ પ્રમાણે મોસંબીના રસ ઉપર જ રહે છે, એટલે તેમણે જે ખુલાસો કર્યો છે તે તદ્દન સાચો છે; જો કે તેથી તેમની નૈતિક હિમ્મતમાં જરા યે ફેર પડતો નથી.' દાક્તરી સર્ટિફીકેટ મેળવવામાં બહુ ચાલાકી જોઇતી નથી, પણ તેનો ઉપયોગ ક્યારે કરવો એમાં જ ખરી કુનેહ છે. અને તે તનમનીપ્રસાદમાં હતી. એજ તેમની ફત્તેહની ચાવી.

કામ કરીને તો સૌ જાણીતા થાય, પણ તનમનીપ્રસાદ તો કામ કર્યાં વિના પણ પ્રજા સમક્ષ પોતાનું નામ સતત રાખી શકતા. એ દરેક સભામાં પ્રમુખ તરીકે હાજર રહેવાનું સ્વીકારતા, પણ છેવટે પોતાની નાદુરસ્ત તબિયતને લીધે એકેમાં હાજર રહી શકતા નહિ. પણ તેથી તેમને પ્રસિદ્ધિ મળવામાં કાંઈ હરકત આવતી નહિ. શરૂઆતની જાહેરાતમાં પ્રમુખ તરીકે તેમનું નામ આવતું, અને છેલ્લે સભાના અહેવાલમાં તેમની તબિયત એકાએક નાદુરસ્ત થઈ આવી હોવાથી તેઓ કેવા લાચાર બન્યા, તેની હકીકત આવતી. વળી આ પ્રમાણે તે મોટે ભાગે પ્રમુખ તરીકે કામ જ કરતા ન હોવાથી પ્રજાનો તેમના પ્રત્યેનો મોહ ચાલુ રહેતો; એટલે કોઈ પણ જાતની સભા હોય, પણ તેમાં તેમને જ પ્રમુખ તરીકે લાવવાનો આગ્રહ રાખવામાં હતો. શિક્ષકો અને વિદ્યાર્થીઓ, મીલમજુરો અને મીલમાલિકો, સનાતનીઓ અને સુધારકો, મહાસભાવાદીઓ, સામ્યવાદીઓ અને વિનીતો, પંડિતો અને પ્રોફેસરો, સર્વની સભાઓના સંચાલકો હંમેશાં તનમનીપ્રસાદને જ પ્રમુખ તરીકે લાવવા આતુર રહેતા, તેથી કોઇ કોઈ વખત તે ખરેખર પ્રમુખ તરીકે હાજર થઈ પણ જતા. આ સમયે પણ તે પોતાની સર્વ પક્ષનું મન સાચવવાની અદ્દભુત શક્તિનો પરિચય આપતા. તેમનાં

ભાષણો મુખ્યત્વે અવતરણોનાં જ બનેલાં હોય એમ માલુમ પડતું, પણ તેમાં એતદ્દેશીય અને પાશ્ચાત્ય બન્ને પ્રકારના વિદ્વાનોને સરખું સ્થાન મળતું. અને તેમાં વિચારો પણ બંને બાજુના દર્શાવવામાં આવતા. તેથી સ્વાભાવિક રીતે જ સર્વને સંતોષ થતો.

તેમનો આદર્શ હતો સમદૃષ્ટિ અને સર્વસમન્વય. 'મ્હારૂં તે સારૂં નહિ પણ સારૂં તે મ્હારૂં.' આવા ઉચ્ચાશયી મહાશયને કુદરત પણ કેમ સાનુકૂળ ન થાય? તેમનું નામ પણ હિંદુ, ઇસ્લામી અને ઈંગ્રેજી સંસ્કૃતિના સમન્વય રૂપ હતું—

તનમનીપ્રસાદ બેગ, બૅરીસ્ટર–ઍટ–લૉ. આવી જ શક્તિ સર્વમાં આવી જાય તો સંસાર કેવો સરળ અને સુખરૂપ બને?

# એક શિક્ષકની સ્મરણનોંધ

**હમણાં** શહેરમાં સર્પદંશના બનાવો બહુ બને છે. તે માટે 'પાનરે' નું આગમન રોજનું થઈ પડયું છે. હું ચોથા ધોરણના વિદ્યાર્થીઓને ભૂમીતિ શીખવતો હતો એટલામાં રસ્તા પર બૂમ પડી "પાનરે, પાનરે!" લોકોનું ટોળું સર્પ ઉતારનાર "પાનરે મહારાજ" ની પછવાડે બૂમ પાડતું આવતું હતું. વિદ્યાર્થીઓનું ધ્યાન ખેંચાયું. મેં જોઇ આવવા રજા આપી.

ધાર્યા પ્રમાણે જ હેડમાસ્તરે વર્ગને શાળાના સમયમાં બહાર જવા દેવા માટે મારો ખુલાસો માગ્યો. "વિદ્યાર્થીઓને બહાર જવા દીધા ન હોત તો તેમનું ધ્યાન આખો વખત 'પાનરે' ના વિચારમાં રોકાત અને તેઓ કાંઇ શીખી શકત નહિ. ૧૦ મિનિટ રજા આપવાથી તેમની જિજ્ઞાસા તૃપ્ત થઈ અને તેમણે ભૂમિતિપર ધ્યાન આપ્યું." મારી આ દલીલ હેડ-માસ્તરને વજુદ વિનાની લાગી. અને તેમાં નવાઈ જેવું નથી. તેમનું માનસ તેમણે કહેલા છેલ્લા વાક્યમાં જણાઇ આવ્યું. 'પણ આ વખતે મહારાજા સાહેબ કે દિવાન સાહેબની ગાડી

નીકળી હોત અને તેમણે છોકરાઓને રખડતા જોયા હોત તો કેવું કહેવાત ?' ખરો વાંધો ત્યાં છે. વિદ્યાર્થીઓ નિશાળમાં બેસી ભણે કે ન ભણે તેની પરવા નથી; પણ તેમને કોઈ અધિકારી બહાર ફરતા જુએ તો "કેવું કહેવાય ?" દાકતર દર્દીને દવા પાવાને બદલે દૂધ પર રાખે, કે ઓપરેશન કરવાને બદલે રેચ આપે તો તેને કોઇ પૂછી શકે નહિ. પણ શિક્ષક ભૂગોળ શીખવવાને બદલે છોકરાંઓને બગીચામાં ફરવા લઈ જાય અથવા ઇતિહાસ શીખવવાને સાટે તળાવમાં તરવા લઈ જાય તો અધિકારીઓ માની લે કે તે ફરજ બજાવતો નથી. શિક્ષકનું કામ તો દરેક જાણે.

શિક્ષકના ધંધામાં મુશ્કેલી જ આ છે. દવા પીધી માટે દાક્તર થઈ ગયા એમ કોઈ માનતું નથી, પણ નિશાળમાં જઇ ભણી આવ્યા માટે શિક્ષકે કેમ ભણાવવું એ વિષે દરેક માણસ પોતાને બોલવાનો અધિકારી સમજે.

એક દહાડો હું ભાણીયા દરજી પાસે કોટ શીવડાવવા ગયો. કોટ બરાબર ફીટ આવવો જોઇએ, શીવણમાં વધારે લેવું વગેરે સૂચનાઓ હું આપતો હતો એટલામાં તેણે છણકો કરી કહ્યું "એ બધું અમે જાણીએ છીએ; અમે તે દરજી છીએ કે હજામ ? તમે તમારે માપ આપીને ચાલતા થાઓ ને કામમાં કસુર આવે તો કહેજો." ઘણા શિક્ષકોમાં ભાણીયા દરજી જેટલું ધંધાનું અને જાતનું સ્વમાન મેં જોયું નથી.

* * *

બીજા ધોરણમાં અંગ્રેજી શીખવવા ગયો ત્યારે ચંદુ બાંકડા પર ઊભો હતો. ચંદુ મારો સૌથી પ્રિય વિદ્યાર્થી.

"કેમ ચંદુ શું છે ?"

"સાહેબ ઓધડલાલ માસ્તરનો પાઠમાળાનો સમય હતો, અને તેમણે વાકય લખાવ્યું "ચાર વાગ્યા પણ હજુ ડાહ્યો છોકરો સુધરવાનો પ્રયત્ન કરતો નથી."

"વાહ મજાનું વાકય."

"શુ મજાનું સાહેબ? ચાર વાગે એટલે ડાહ્યા છોકરાએ સુધરવું જ જોઇએ એવો કયાંનો કાયદો છે? અને ડાહ્યા છોકરાને સુધરવાપણું હોય જ કયાંથી?"

"આ બધી દલિલો તેં કરી હશે?"

"હાસ્તો સાહેબ. વાકયમાં કાંઇક અર્થ તો હોવો જોઈએ ને?"

"શું તું એમ ધારે છે કે અર્થ વિનાના વાકયો હોઈ શકે જ નહિ?"

"એમ તે હોય સાહેબ? કુવામાં હોય તેવું હવાડામાં આવે જ."

બોલકણા ચંદુના આ છેલ્લા વાકયનો મર્મ વર્ગ સમજ્યો હોય તેમ લાગ્યું નહિં. ચંદુ હવે ખુશીમાં આવી ગયો. ઉભા રહેવાની સજાનો બદલો તેણે લઈ લીધો હોય એવો સંતોષ તેના મોં પર દેખાયો.

ચંદુની વાત સાચી છે. "વાકયનો કાંઈ અર્થ તો હોવો જોઇએ." અને વાકયની પ્રમાણેજ વાકયસમૂહોનો પણ કાંઇક અર્થ હોવો જોઈએ. આવું પાઠમાળાના વાકયોમાં કે ભાંડારકરની સંસ્કૃત ચોપડીઓમાં નથી. "તમારા કાકાનું નામ શું? મારો બળદ સારો છે" એવાં વાકયો પાઠમાળામાં એક પછી એક આવ્યે જાય તેનું ભાષાંતર કરવામાં વિદ્યાર્થીને રસ શા માટે પડે? ભાંડારકર પણ સંસ્કૃત પહેલી અને બીજી

પોથીઓમાં લખ્યે જાય છે " એ યતિઓ પર્વત પર ચડે છે. એ બિલાડી સાદડી પર બેસે છે." સુંદર મજાની વાતો ટુંકા ટુંકા વાક્યોમાં હોય, કાંઈક અર્થવાળો નાનકડો પારીગ્રાફ હોય તેમાં વિદ્યાર્થીઓને ભાષાંતર કરવાની પણ મજા આવે. ઓધડલાલ માસ્તર આવાં વાક્ય—સમૂહોથી ટેવાઇ ગયેલા એટલે એમણે નવું વાકય બનાવ્યું તેમાં પણ કાંઈ અર્થ હોવો જોઈએ એવી પરવા ન રાખી.

\+ + +

ડાહ્યાલાલ શેઠને ત્યાં સવારે...સભાના ફંડમાં પૈસા ભરાવા માટે ગયો. શેઠ પૂજામાં હતા એટલે બેસી રહેવું પડયું. જોડેના ખંડમાં માસ્તર પાંચ વર્ષની કુમુદને ભણાવતા હતા. " **सत्यं-वद, घर्मं चर** બોલો કેમ બોલતા નથી, " કહી પેન્સીલના પ્રહારો હાથ પર કર્યે જતા હતા. **मातृदेवो भव पितृ देवो भव** એ પ્રમાણે ધર્મશિક્ષણ પુરૂં થઇ ગયા પછી ભૂગોળનું શિક્ષણ ચાલ્યું. ઉત્તર, દક્ષિણ, પૂર્વ પશ્ચિમ ચારે દિશાઓની સમજણ માસ્તરે સારી પેઠે માથાકુટ તથા પેન્સી-લપીટ કરીને આપવા પ્રયત્ન કર્યો. પણ પા કલાકના અંતે કુમુદ તો ઉત્તરમાં સૂર્ય ઉગે અને પૂર્વમાં આથમે એટલું શીખી.

પછી આંક ચાલ્યા. કેટલીક ભૂલો સાથે એકડે મીંડે સો સુધી છોકરી ભણી ગઈ.

શેઠની પાસેથી પૈસા લાવ્યો એના કરતાં વધારે વિચાર સામગ્રી લેતો આવ્યો. જે વસ્તુ બાળક સમજી શકે નહિ, તે તેને શામાટે શીખવવી ? હાલમાં મોટે ભાગે શીખવવામાં આવે છે તેમાંથી ઘણુંખરૂં કાં તો બાળક સમજતું નથી, અને સમજે છે તો તેનો તેને કાંઈ ઉપયોગ નથી. નિર્દોષ બાળકોની

આ કતલ જોઈ હૃદય કકળી ઊઠે છે. પૈસા આપી શ્રીમંતો શાને પોતાનાં પ્રિય બાળકો માટે આવા ભાડુતી સીતમગારો રોકતા હશે ? મને હજુ પણ સત્તર સત્તાં શું થાય તે આવડતું નથી. મારે ૧૭ પૈસાનું એક મળે એવાં સાત વાનાં લેવાનો પ્રસંગ હજુ સુધી આવ્યો જ નથી. કુમુદ આ ગતિથી અને પદ્ધતિથી શીખવા માંડશે તો તેને તો આવાં પલાખાં એક વરસમાં આવડી જશે. અને વરસ પછી તેને તેની જરૂર પડવાની ?

અને ધર્મ શિક્ષણનું કેમ? ધર્મ તો બાળકો પાસે આચરવાનો અને આચરાવવાનો; તેનું શિક્ષણ આપી તેના કુમળા મગજ પર બોજો શીદને લાદવો ?

આ સંબંધમાં બાનુ બહેને કહેલી એક વાત યાદ આવે છે. તેમના ગામમાં એક શેઠ છે. તેમનાં બાળકોને "ભાવનાશીલ શિક્ષકોએ ધર્મનું અને નીતિનું ઉત્કૃષ્ટ શિક્ષણ આપ્યું છે. તેઓ પરોપકાર, દયા, સેવાવૃત્તિ વગેરે પર ઇતિહાસ અને પુરાણોમાંથી સુંદર દ્રષ્ટાંતો આપી સરસ નિબંધ લખી શકે છે. પણ...માંદા અને અશક્ત નોકર ચાકરો તરફ જરાએ દયાભાવ દર્શાવી શકતા નથી." બાળકોએ માબાપોને તથા ગુરૂને ધર્મ અને નીતિના સિદ્ધાંતો આચારમાં મૂકતા જોયા હોય તો પછી તેમને કાંઈ જ્ઞાન આપવાની જરૂર રહે ? અને જો એમ માનવામાં આવતું હોય કે અમુક મોટા માણસનાં બાળકોથી અમુક કામ ન થઈ શકે, તો પછી એવાં કામની પ્રશંસાના પાઠો તેમને શીખવવાથી પણ શો લાભ ?

× × ×

ભૂગોળ વિષે વિચાર કરતાં ત્રાસ થાય છે. બીજા ધોરણમાં ભૂગોળ શરૂ થાય, અને ઘણું કરી શહેર કે ગામથી આરંભવામાં આવે. અમદાવાદના વિદ્યાર્થીઓને ગોખાવવામાં આવે છે "જમાલપુર દરવાજો: આ દરવાજો જમાલપુર નામના ભાગમાં આવેલો છે તેથી તેનું નામ જમાલપુર દરવાજો પાડવામાં આવ્યું છે. દિલ્હી દરવાજો: આ દરવાજો દિલ્હી નામના ભાગમાં આવેલો છે તેથી તેનું નામ દિલ્હી દરવાજો પાડવામાં આવ્યું છે!" આવી ગોખણપદ્ધતિ ખરાબ છે એમ ચર્ચા ચાલતી હતી ત્યારે એક શિક્ષકબંધુએ કહેલું, "ત્યારે તેને બદલે દરેક વિદ્યાર્થીને પોતપોતાનું ગામ બતાવવામાં આવે અને એ રીતે તે આખા ગામની ભૂગોળ શીખે એ રીત સારી, નહિ?" મેં કહ્યું "એમાં પણ બાળકને ખરો રસ ન પડે. આનું નામ દિલ્હી દરવાજો વગેરે કહી આખું ગામ બતાવી દો તેમાં પણ મજા ન પડે. બાળકને આખા ગામની ભૂગોળ નાનપણથી જાણીને શું કરવું છે? જ્યારે ખપ પડે ત્યારે શીખવવી." પણ તો તો પછી શીખવવાપણું રહેતુંજ નથી. એમતો એની મેળે પોતપોતાના ગામ કે શહેરની ભૂગોળ બાળકને આવડી જાય.

\+ + +

આજે નિશાળનું ઇન્સ્પેકશન થયું. મારા વર્ગમાં "લખ ચોરાશી કેરૂં લગડું માથે માગી લીધું રે, હૈયાના ફૂટયા હરિ સંગ હેત ન કીધું' એ લીટી ચાલતી હતી. તેમાં 'લગડું' નો અર્થ મેં 'ગધેડા પર વાસણ ભરવાનું કુંભારનું જાળીવાળું સાધન' એવો કર્યો. ઈન્સ્પેકટર સાહેબ વિદ્યાર્થીના હાથમાંથી ચોપડી લઈ પાનાં ઉથલાવતા હતા તેમનું ધ્યાન ગયું અને

તેમણે એકદમ કહ્યું " You are wrong Mr..." [1]મેં કહયું " No Sir, "[2]

" no, no. it means "[3] ડહેરો.

મ્હેં ઇસારતથી એક છોકરા પાસે કોષ મંગાવ્યો અને અર્થ બતાવ્યો.

સાહેબ તત્કાળ ચુપ થઈ ગયા. પછી રીપોર્ટ કરતા ગયા. Mr......Seems to be a very clever man, but he does not know the METHOD of teaching. "[4]

ઇન્સ્પેકટરની ભૂલનું કારણ મજાનું છે. શબ્દ નવો લાગ્યો એટલે તેમણે તો તે વખતે નોટનાં પાછળનાં પાનાં ઉથલાવી અર્થ જાણી લીધેલો " ડહેરો. " નોટ લખનારે ભૂલ કરેલી એ વાત ઈન્સ્પેકટર શાથી માને ? એ તો એમજ ધારી લે કે ઈન્સ્પેકશનીય માસ્તરજ ભૂલ કરે. પણ તેના પોતાના અજ્ઞાનનું......

છેવટે ઈન્સ્પેકશન વિષે એક મજેની વાંચેલી વાત અહીં કહી દઉં.

ઈન્સપેકટર સાહેબ નિશાળ તપાસવા ગયા. રોફમાંજ સવાલ કર્યો " Who wrote Hamlet ? "[5]

---

૧ તમે ભૂલ કરો છો મિ.

૨ નાજી.

૩ ના; ના, તેનો અર્થ ડહેરો થાય છે.

૪ શ્રી...ચાલાક માણસ દેખાય છે, પણ તેમને શિક્ષણની પદ્ધતિનું જ્ઞાન નથી.

૫ હેમ્લેટ કોણે લખ્યું ?

છોકરો બિચારો ગભરાઇ ગયો. તેને લાગ્યું કે આપણે તો બીતે બીતે કયાંઇ લખ્યું કર્યું નથી, ને આ વળી શું ? એટલે બીતાં બીતાં કહે " Sir Sir, at least I did not write it. "[૬]

ઇન્સ્પેકટર તો જવાબ સાંભળી ખુશખુશ થઇ ગયા. ઉતારે જઈ હેડ કલાર્કને કહે " દેસાઇ, આજે તો એક મજા થઇ. હું જરા ગુસ્સામાં હતો એટલે મેં રૂઆબમાં પૂછયું Who wrote Hamlet ? "

છોકરો બીતાં બીતાં કહે ' 1 did not write it ! '

દેસાઈ ખડખડ હસી કહે " And, the rogue might have written it. "[૭]

---

૬ સાહેબ, બીજા ગમે તેણે લખ્યું હોય, પણ મેં તો નથી જ લખ્યું.

૭ અને એ લુચ્ચાએ જ, લખ્યું તો હશે.

# પરીક્ષક

પરીક્ષક થવાથી હરકોઈને શરૂઆતમાં તો આનંદ થાય છે. પોતાની સમાજમાં તેની કિમ્મત વધી જાય છે. તે શિક્ષક હોય તો વિદ્યાર્થીઓ તેને ચીવટ રાખી રસ્તે જતાં સલામ ભરે છે. પ્રોફેસર હોય તો વિદ્યાર્થીઓ તેના વર્ગમાં નિયમિત હાજરી આપવા માંડે છે. તેનો પડતો બોલ નોટોમાં ઝીલી લેવાય છે. તેની નોટોની માગણી બહારગામથી પણ થવા લાગે છે. તેણે પરીક્ષાના વિષય ઉપર પુસ્તકો છપાવ્યાં હોય તો તે ગરમાગરમ ભજીયાંની માફક વેંચાવા લાગે છે. આ બધું જોઈ પરીક્ષકનો હર્ષ તો માતો નથી. ઓળખીતા પાળખીતામાં તે ગમે તે મિષે પોતે પરીક્ષક છે તે વાત જાહેર કરવા લાગે છે,

'તમારો પુત્ર આ વખતે મેટ્રીકમાં છે ને?'

'હા.'

'હું આ વખતે પરીક્ષક છું.'

'ઓહો! બહુ આનંદની વાત, મુબારકબાદી.'

આવી મુબારકબાદીઓથી ફુલાતા પરીક્ષકને થોડી વારમાં

જ પોતાની મૂર્ખાઈ માટે પસ્તાવો કરવાનો વખત આવે છે. તેનો સાળો એક ભલામણ લઈને આવે છેઃ ‘આ મારા મિત્રનો પુત્ર છે. તેનો નંબર જરા જોજો. ભુલી ન જતા. તમારી ડાયરીમાં નોંધી લો.’ કાકા બીજી ભલામણ લઈ આવે છેઃ ‘અમારા સાહેબની દીકરી બેઠી છે. ખાસ કરવા જેવું છે. સ્ત્રીઓના તરફ તો યુનિવર્સિટી ઉદાર હોય જ છે.’

‘ના! ના! એવું કાંઈજ નથી.’

‘અરે હવે મારી પાસેય શા માટે સદ્દાઈ છોડતો નથી? એ તો એમ જ હોય. અમે કયાં કોઈને કહેવાના હતા?’

પરીક્ષક બિચારો આ ત્રાસથી છૂટવા યુનિવર્સિટીના મથકે નાસે છે કે ત્યાં લાગવગ ન લાગી શકે. પણ ત્યાં વળી બીજું જ જોવામાં આવે છે. એ તો રહ્યું ઘણું આગળ વધેલું શહેર. ત્યાં તો ઓળખાણની જરૂર જ નહિ. માત્ર નામ જાણ્યું કે ગમે તેની પાસે પહોંચી જવાય, એમ માનનાર સંખ્યાબંધ લોકો આવા મહાન નગરમાં વસે છે. તેમાંથી અનેક ગરીબ બિચારા પરીક્ષક પર હલ્લો કરે છે. આસપાસ દસ માણસો બીડીઓ વાળતા હોય તેની વચ્ચે બેસી કોઈ પરીક્ષક રોજના સો પેપર જોવાનો ભગીરથ પ્રયત્ન કરી રહ્યો હોય છે, ત્યાં અનેક વિક્ષેપ કરાવનારાઓનો તેને સામનો કરવો પડે છે.

આ બધામાંથી પોતાની જાતને મહા મુશીબતે બચાવતા પરીક્ષક માટે પેપરો તપાસવાની પરીક્ષા બહુ જ કપરી છે. તેનો અનુભવ થવા માટે પરીક્ષકોની ટીકા કરનાર વિદ્યાર્થીઓ અને વકતાઓ પાસે ફરજિયાત હજાર હજાર પેપરો રોજ તપાસાવવા જોઈએ. યુનિવર્સિટીના ચાન્સેલર ગવર્નર હોય

છે, અને નવા સુધારા પછી ગવર્નરને ઑર્ડીનન્સની સત્તા મળે છે એમ સાંભળ્યું છે. તો તેનો પહેલો જ ઉપયોગ યુનિવર્સિટી સામેના ચળવળખોરોને આ જાતની શિક્ષા કરવામાં થાય એવી અમારી નમ્ર વિનંતિ છે.

એક વિદ્યાર્થી લખે છે: 'ખેમી એક બહારવટિયાની સ્ત્રી હતી. તેણે ફળીયામાં આવેલા વાઘને ડાંગ વતી મારી નાખ્યો. પણ તેનો ભાયડો પણ કાંઈ ઓછો બહાદુર ન હતો. તેણે ચોરનો સામનો કર્યો.' બીજો લખે છે: 'કનૈયાલાલ મુનશી યુરોપ ગયા ત્યારે તેમને બાબલ માંડપ નામનો માણસ મળ્યો. તેણે કહ્યું: 'અહીં શા માટે આવ્યો છું? અંબાજીની જાત્રા કરવા જા.' ત્રીજો વ્યાકરણનું જ્ઞાન આ પ્રમાણે ઠાલવે છે: 'નામ ચાર જાતના છે. સર્વનામ, માણસનાં નામ, પદાર્થોનાં નામ અને સામન્ય નામ.'

આવું અદ્‌ભુત જ્ઞાન મેળવવા ઉપરાન્ત પરીક્ષકને અનેક વિનંતિઓ વાંચવી પડે છે: 'સાહેબ આ ત્રીજું વર્ષ છે. ઘેર બે છોકરાં છે, વળી એક સ્ત્રી ને એક ડોશી છે.' ત્યારે બીજો ભય બતાવે છે: 'આ વખત પાસ નહિ થાઉં તો આપઘાત કરવાનો વારો આવશે. તેનું પાપ તમારે શિર છે.' વળી નિબંધમાં: 'હું ગઈ હતી,' 'હું તો એમ જ માનતી થઈ છું કે,' 'ચોમાસામાં અમારી સાડીઓ પલળી જાય છે,' વગેરે લખીને તથા પત્રલેખનમાં છેલ્લે–લી. તારી વ્હાલી બ્હેન સરલા, તરલા, વિમલા કે કમલા એવું લખીને અનેક છોકરાઓ પોતાની સ્ત્રી–સન્માન વૃત્તિનો લાભ ઉઠાવવાનો પ્રયાસ કરે છે, એવું પણ તેને વારંવાર લાગે છે.

આ બધા અનુભવને પરિણામે તે નિશ્ચય કરે છે કે,

'આવતે વર્ષે હવે ગમે તેમ થાય પણ મારે પરીક્ષક થવાની અરજી કરવી જ નથી. આ ભલામાં કોણ પડે ?' પણ જ્યારે એકાદ મહિના પછી રજીસ્ટ્રારની સહીવાળો ચેક હાથમાં આવે છે ત્યારે તેને સમજાય છે કે તેનો વૈરાગ્ય તો સ્મશાન વૈરાગ્ય હતો, અને તે ફરીથી ક્યારે પરીક્ષાનું કામ મળે તેની આતુરતાથી રાહ જોવા માંડે છે.

# ધર્મનો મર્મ

ધર્મનો મર્મ સમજવા માટે કોઈએ અર્ધો શ્લોક બસ ગણ્યો છે. પરંતુ એક શબ્દમાં પણ તે સમજાવી શકાય. તે શબ્દ છે—ગજાનન પુત્ર–લાભ.

ધર્મના લાભ તો જેણે માણ્યા હોય તે જ જાણે; પૂછો મહારાજોને. ફુલડોલના ઉત્સવો, ગાડી, વાડી, લાડીના વૈભવો, સુંવાળી સેજો ને સુંવાળા સહચારઃ ખાવું, પીવું ને ખેલવું. આ બધુંય જેના પર અવલંબે છે તે ધર્મ ત્યાં જય નહિ તો બીજું શું? 'દયા પ્રભુની, પુન્ય ત્યાં જે' કહેનાર મગન મા'રાજ પણ એ ધર્મનો થાંભલો છે. ધર્મ તેને મુઠી મુઠી લોટ ને ખીચડીનું દાન અપાવે છે, અગિયારસ–અમાસે સીધું અપાવે છે, શ્રાદ્ધ પક્ષમાં 'અમૃતં ક્ષીરભોજનમ્' અપાવે છે.

અને અમારા મંછારામ ગોર પણ શા માટે **यतो धर्मस्ततो जयः** ન બોલે? ધર્મ તેમની પાસે ચંડીના પાઠ કરાવી દક્ષિણા અને સીધું અપાવે, કલાવતી ને લીલાવતીની વાર્તો વંચાવી 'ભૂરસી દક્ષિણા' અને આરતીનો પૈસો પૈસો અપાવે, મરણ, પરણ, શ્રાદ્ધ, જનોઈ ગમે તે સારા નરસા

પ્રસંગે, વર મરતો હોય કે કન્યા મરતી હોય પણ આ ગોર મહારાજનું તરભાણું ભરાવે—આ 'ધર્મની જે' મંછો ગોર ન પોકારે તો બીજું કોણ પોકારે?

રાખ ચોળી ચીપીઓ ખખડાવતા બાવાજી, અને રામકી તથા તંબુરો લઈ ભટકતા ભરથરી પણ આવાંજ કારણોથી ધર્મની ભગવી ધજા ફરકાવે છે. પણ પેલો કાળો કોટ, કેલીકો મીલની ઝીણી ધોતી, ભરત ભરેલી કાશ્મીરી ટોપી અને નાજુક તિલકવાળો ગ્રેજ્યુએટ કેમ પોતાની 'વૉકીંગ સ્ટીક' ધર્મને ટકાવવા માટે ઉંચી રાખીને ઊભો છે? એણે તો મીલ અને સ્પેન્સર, બટ્રાન્ડ રસેલ અને ટોમસહાર્ડિ વાંચ્યા છે. એ પોતાની નાજુક સોટી ધર્મના થાંભલા તરીકે ધરી રાખતાં શરમાતો નહિ હોય? આવો પ્રશ્ન અનેક ભોળા જનોને થતો હશે. પણ જેણે દુનિયાને જરાતરાયે જોઈ છે ને જાણી છે, તેને તો આવો પ્રશ્ન ન જ ઊઠે. એ ગ્રેજ્યુએટભાઈને ધર્મ શું નથી આપતો? સંપ્રદાયનું રહસ્ય સમજાવતાં તેના પુસ્તકો તળેલા પાપડની માફક ચપોચપ વેચાઈ જાય છે, અને તેના ગરીબ નિવાસમાં રીસાઈ ગયેલાં લક્ષ્મીદેવી લજ્જાળુ પગલે પધારે છે. ધર્મના લાભ તેને સમજાય છે. પોતાની ભૂતકાળની ભૂલને માટે તે પસ્તાવો કરે છે, અને મંદિરોમાં તથા મેળાઓમાં, મહારાજો પાસે અને મહાજનો પાસે ધર્મનાં ધોળ ગાવા લાગે છે. એ ધોળના રાગમાં ભણેલા, અર્ધભણેલા અને અભણ સૌએ સૂર પૂરાવે છે; અને આપણા ગ્રેજ્યુએટ મહાશય પણ બની જાય છે એક છોટા મહારાજ! આ ગ્રેજ્યુએટના સદ્ભાગ્યની કથની વકીલો અને દાક્તરોના કાને પહોંચે છે, અને તેમને પણ સૂઝી આવે છે કે બેકારી ટાળવાનો ઉત્તમ ઉપાય છે

ધર્મનું શરણુ, વકીલ સાહેબ ઓફીસમાં અને દાક્તર સાહેબ પોતાના દવાખાનામાં દેવ–દેવીઓ અને ધર્માચાર્યોની છબીઓ લટકાવી દે છે, અને ધંધાના એક અંગ તરીકે જ ધર્મ-જિજ્ઞાસા કેળવે છે; ધાર્મિક વ્યાખ્યાનોમાં તેમને અનેક ભાવિકોનો ભેટો થાય છે અને તેમના નસીબ આડેનું પાંદડું ફાટી જાય છે. આમ વકીલો અને દાક્તરો પણ વ્રજના ગોવાળીઆઓની માફક ચમત્કાર દેખી નમસ્કાર કરતા થઈ જાય છે, અને ધર્મરૂપી ગોવર્ધન પર્વતને પોતાની લાકડીઓનો ટેકો આપે છે.

પણ પેલા સોનાની ફ્રેમના ચશ્માવાળા, રેશમી ઝભ્ભો અને રેશમી કિનારની ફેન્સી ધોતીવાળા, ઉઘાડે માથે ચળકતા વાળવાળા, સેન્ટ અને અત્તરની આછી સુવાસથી મઘમઘતા, અંગ્રેજી પુસ્તકોના જ વાંચનમાં મશ્ગુલ અને વાકયે વાકયે અંગ્રેજી શબ્દો વાપરતા, સર્વ ધર્મનુ સંમિશ્રણ કરવાની ધગશવાળા યુવકને જોઈ તમને થશે કેઃ "ના, એને ધર્મની ખાતર જ ધર્મ પરે પ્રેમ છે. Love for Love's sake એ એમના પ્રિય વાકયની માફક જ તે ધર્મને તેની પોતાની ખાતર જ ચાહે છે." તમારી માન્યતા સાચી છે. એ ધર્મને તેની પોતાની જ ખાતર ચાહે છે, પણ...આ "તેની પોતાની ખાતર જ" શબ્દોમાં જરા ઊંડા ઉતરશો તો માલુમ પડશે કે તેની એટલે ધર્મની નહિ, પણ આ વકતા મહાશયની પોતાની. તેની સામાન્ય બુદ્ધિ, સામાન્ય કેળવણી, સામાન્ય રૂપ, સામાન્ય સામાજિક દરજ્જો, એ સર્વ આ 'વિશ્વબંધુત્વ'ના પારસમણિનો સ્પર્શ થતાં અસામાન્ય બની જાય છે. તેની વાતચીતને 'પ્રવચનો'ની પદવી મળે છે, તેનાં લખાણોને દૈવી

શબ્દોની સાંકેતિકતા સાંપડે છે, તેના પ્રવાસો યાત્રાઓનું અભિધાન પામે છે—ટુંકામાં તેનું આખું જીવન અને કવન કંઈક અનેરી અપાર્થિવ ઝલક ધારણ કરે છે.

આ વિચારો કાંઈ નવા નથી, આપણા પ્રાચીન ભક્ત-કવિએ ગાયું છે, તે જ અહિં ગદ્યમાં મૂકયું છે—

'ભજનકો વેપાર, હરિ તારા નામનો આધાર,
કર મન ભજનકો વેપારજી.
પાંજરામાં પોપટ બોલે, બોલે સીતારામ,
કર મન ભજનકો વેપારજી.

# રૂઢિના દુર્ગો

શ્રી રવિશંકર રાવળે 'કુમાર'માં અરવિંદ આશ્રમ વિષે એક વિચારપ્રેરક લેખ લખ્યો છે. તેમની ફરિયાદ છે કે ગુજરાતના અનેક આશાસ્પદ યુવકો પોતાની સાંસારિક જવાબદારીઓ છોડી દઇ, પોંડેચેરી જઈ, નિશ્ચિંતપણે સાધના કરવા બેસી ગયા છે.

પણ ગુજરાતના યુવકો શા માટે ઘર છોડી ચાલ્યા જાય છે?

પ્રો. લાસ્કીએ એક વખત પૂછયું હતું: 'અત્યારની હિંદની રાજ્યપદ્ધતિમાં એવું શું છે કે જેથી મહાત્મા ગાંધી અને જવાહર નેહરૂ જેવા જેલમાં જવું પસંદ કરે છે?' આવી જ રીતે વિચારકોએ તો પૂછવું ઘટે કેઃ 'ગુજરાતના ગૃહ-જીવનમાં એવી તે શી ભયંકર ખામી છે કે જેથી તેના યુવકો એ ઘરસંસાર છોડી ગમે ત્યાં જવા તૈયાર થાય છે?'

ભોજા ભગતે સૈકા પહેલાં ગાયું હતું:

એક કહે મને ગરીઓ અપાવો,
બીજો કહે મને જાળી;
ત્રીજો કહે મને હીરની દોરી,

પેટડાં નાખે બાળી;
એવું દુઃખ જગતનું ભાળી,
પરણી નાર પીયર પાછી વાળી.

પણ આ ભગત તો આપણા ગૃહજીવનની કંગાલિયત વર્ણવીને જ બેસી રહ્યા. પછી આવ્યા નર્મદ, દલપત વગેરે સુધારકો. તેમણે પણ આપણા ગૃહજીવનની સુંદરતા (?) ઉપર આંસુની નદીઓ વહેવડાવી.

નવલરામે લખ્યું:

રે અબળાઓ હાય રે,
હાલ છે જ હેવાન;
ખાવું પીવું એલવું,
એ ત્રણનું જ જેને ભાન.

અને દલપતરામે ગાયું:

ભાઈ એ જેની ભારજા ભૂંડી,
પીડા તેને અંતર ઉંડી.

આ વિષમ સ્થિતિમાંથી છૂટવા એક જ માર્ગ છે એમ સુધારકોએ કહ્યું; અને બોધ કર્યો કે: સ્ત્રીઓને કેળવણી આપો. પણ સ્ત્રી કેલવણી તો આપણામાં કીડીના વેગે જ વધી, એટલે ગોવર્ધનરામે બીજો આદર્શ ઉમેર્યો. પતિએ પત્ની ને કેળવવી જેમ વિદ્યાચતુરે ગુણસુંદરીને કેળવણી આપી તેમ.

કહે નેપોલ્યન દેશને, કરવા આબાદાન,
સરસ રીત તો એ જ છે, દો માતાને જ્ઞાન.

એ દોહરાની પ્રેરિત થઈ પોતાનાં બાલકોની અકાલે થયેલી માતાને યુવકો મા, ભૂ, પા શીખવવા મંડી પડયા. પણ

એમ પાકા ઘડે કાંઠા ચડતા હશે ?

શ્રી. મુનશીએ 'વેરની વસુલાત' માં સ્પષ્ટ રીતે કહી દીધું કે એક પત્નીને કેળવતાં જેટલી તકલીફ પડે તેટલી જહેમતથી તો એક આખું ગામ કેળવી શકાય.

એટલે ગુજરાતના યુવકો જે ઉચ્ચ જીવન માટે તલસતા હતા તેમના માટે હવે બે માર્ગો રહ્યાઃ કાં તો પોતાના જીવનમાં સંપૂર્ણ રીતે સાથ આપી શકે તેવી જીવનસહચરીને શોધવી, અથવા તેમ ન બની શકે તો—

'તૂટ્યા સરખી ઝૂંપડી, ને લૂંટ્યા સરખી નાર,
સડયાં સરીખાં છોકરાં."

એવી સુદામાની અકળલીલામાંથી છૂટા થઈ જવું. છૂટે નહિં તેને નીભાવી લેવું, તે કરતાં નીભાવી લેવું પડે તેવું રસહીન જીવન છોડી જ દેવું.

પણ સમાજરૂપી પાડાનો વાંક હોય ત્યાં અરવિંદઆશ્રમ, સ્ત્રીકેળવણી, અત્યારની ધર્મહીન શિક્ષણપદ્ધતિ વગેરે પખાલીઓને ડામ દેવાથી કંઈ જ વળવાનું નથી.

આપણી સમાજ અત્યારે એક ચક્ર ઉપર ચાલે છે. તેનું સ્ત્રીઓ રૂપી બીજું ચક્ર ખોટવાઈ ગયું છે. સ્ત્રીઓને યોગ્ય પ્રકારની ઉચ્ચ કેળવણી આપો, અને પછી જુઓ કે કેટલા ગુજરાતીઓ ગૃહજીવનથી કંટાળે છે.

સસલાને પકડવા માટે શિકારી કૂતરાઓ પાછળ પડે અને એકાદ સસલું પકડાય ત્યારે તે આંખ આડા પોતાના લાંબા કાન ઢાંકી દે છે. આ પ્રમાણે આંખ આડા કાન ધરી સસલું પોતાની જાતને છેતરવા પ્રયત્ન કરે છે કે હું જોતું નથી માટે હું મરતું નથી. પણ વ્યક્તિ સત્ય જોવાની ના

કહે તેથી કાંઈ સત્ય છુપાઈ જતું નથી. સસલાનું કોમળ શરીર કૂતરાના તીક્ષ્ણ દાંત વડે ભેદાઇ જાય છે અને તેને ન છૂટકે મરણુની ભયંકર આકૃતિનાં દર્શન થાય છે.

આવી જ સ્થિતિ આપણી સમાજની છે.

આપણી સમાજવાડી ધીકતા જ્વાળામુખીના ઉપર પથરાએલી છે. ગમે તેટલું અરુચિકર લાગે છતાં સમાજે જીવવું હોય તો સ્વીકારવું જોઇએ કે અત્યારનાં ઘણાં ખરાં લગ્નો નિષ્ફળ નીવડે છે.

પરંતુ એમાં લગ્ન કરનારાઓનો દોષ નથી, પણ લગ્નપ્રથાનો દોષ છે. માણસની ખાતર સમાજની પ્રથાઓ છે એમ નહિ, પણ સામાજિક પ્રથાઓને માટે માણસ છે, એવા ભ્રમમાંથી આ સ્થિતિ ઉત્પન્ન થઈ છે.

જ્ઞાતિ રૂપી બંદીખાનામાં જકડાઇને ફીકા પડી ગયેલા લગ્નના દેવને અશક્ય આદર્શોથી શણગારીને, આપણે સમાજમંદિરમાં સ્થાપ્યા છે. આ દેવને અત્યાર સુધીમાં અસંખ્ય સ્ત્રીપુરુષોનાં બલિદાનો અપાયાં છે. લગ્નપ્રથાને સુખ આપનારી બનાવવી હોય તો તેને મનુષ્યસ્વભાવને અનુકૂળ બનાવવી જોઈએ.

મિસીસ શેલી એ "ફ્રાન્કીન્સ્ટીન" નામની નવલકથા લખી છે, જેનું બોલપટ પણ ઉતારવામાં આવ્યું છે.

એક વિજ્ઞાનશાસ્ત્રી એક યંત્રમાનવ બનાવે છે. આ યંત્રમાનવમાં અપાર બળ છે, પણ તેનામાં બુદ્ધિ નથી. એટલે તે અનેક પ્રકારનાં વિનાશક કૃત્યો કરે છે, અને અંતે તેના બનાવનારને જ મારી નાખવા તૈયાર થાય છે.

આપણી સમાજરચના પણ આવું જ એક ફ્રાન્કીન્સ્ટીન-

બુદ્ધિહીન યંત્ર છે. મનુષ્યોએ પોતાના ઉપયોગ માટે સમાજની રચના કરી છે; પણ "રચના"માં બુદ્ધિ હોતી નથી, એટલે તે તેના બનાવનારાઓનો જ વિનાશ કરવા તૈયાર થઈ ગયેલ છે.

રાજ્ય પદ્ધતિ, શિક્ષણ પદ્ધતિ, આર્થિક વ્યવસ્થા, વગેરે સર્વ માનવ રચનાઓ પણ સમાજ વ્યવસ્થાના જેવાં જ બુદ્ધિહીન, હૃદયહીન યંત્રો બની જઈ અત્યારે મનુષ્યજાતિનું લોહી ચૂસવા માટેનાં સાધનો થયાં છે.

'બુદ્ધિની શોધ"ના લેખક જોસફ હાર્ટે કહ્યું છે:

મનુષ્ય સંસ્થાઓથી વિકાસ પામે છે, પણ વિકાસ ક્રમમાં અવશ્ય એક વખત એવો આવે છે કે જ્યારે સંસ્થાઓના બંધનો તોડીને મનુષ્યે બહાર નીકળવું જોઇએ.

ચાલણગાડી વડે બાળક ચાલતાં શીખે છે, પણ એના જીવનમાં એવો વખત તુર્ત જ આવે છે કે જ્યારે તે તેને ફગાવી દે. કારણ તેને તે ગતિનો અવરોધ કરનારૂં લાગે છે.

પણ બુદ્ધિથી માણસ જેટલો ડરે છે તેટલો બીજા કશાથી ડરતો નથી. એક વખતે શહેરોનું રક્ષણ કરવા માટે જબરદસ્ત કિલ્લાઓ ચણવામાં આવતા હતા. પણ પછી દારુગોળાની શોધ થઈ એટલે જંગી તોપોની મદદ વડે આ કિલ્લાઓ તૂટવા લાગ્યા. અને હવાઇ વિમાનો અને હવાઇ બોમ્બ ફેંકવાના આ જમાનામાં કિલ્લાઓ સુરક્ષિત રહે છતાં કિલ્લાનો આશ્રય લઈ રહેનારાઓ નાશ પામે છે. આ જ પ્રમાણે બુદ્ધિવાદના ધસારાની સામે રૂઢિઓના અભેદ્ય દુર્ગો ચણવામાં આવ્યા. આપણા દેશમાં સંસાર સુધારાની હિલચાલે બુદ્ધિ જાગૃત કરી અને જ્ઞાતિબંધન, ફરજિયાત વૈધવ્ય વગેરે કિલ્લાઓ તૂટવા માંડ્યા.

અત્યારે સુધારાની કોઈ ચળવળ ખાસ ચાલતી નથી,

એટલે રૂઢિચુસ્તો એમ માને છે, કે તેમના કિલ્લા સુરક્ષિત છે. પણ અવારનવાર અદ્ધરથી ફેંકાતા બોમ્બ જેવા બનાવો બને છે, જેથી ખાત્રી થયા વિના રહેતી નથી કે રૂઢિના કિલ્લાઓમાં બેઠેલાઓ પણ સહીસલામત નથી.

યુરોપ અમેરિકામાંથી જેમ એરોપ્લેન અને બોમ્બ બનીને અહીં આવે છે, તેવી જ રીતે વિચાર સ્વાતંત્ર્યના ચમકારા પણ ઘેર ઘેર પહોંચે છે. એટલે આપણી સમાજે જીવવું હોય તો બદલાતી પરિસ્થિતિને અનુકૂળ બનવું જ પડશે.

# સામ્યવાદ અને વેદાન્ત

ગાંધીજીએ ઉપવાસ દરમિયાન સામ્યવાદનું થોડુંક સાહિત્ય વાંચી અભિપ્રાય દર્શાવ્યો તે ઉપરથી હવે કેટલાકોને જોઈતું હતું તે જડી ગયું કે સામ્યવાદ આપણા ધર્મને અને દેશને અનુકૂળ આવે તેમ નથી.

પણ સ્વામી રામતીર્થ આપણા ધર્મ અને દેશને વિષે કાંઈક જાણતા હતા એટલું તો સામ્યવાદના વિરોધીઓ પણ સ્વીકારશે.

સ્વામીજીએ લખ્યું છે:

"તમારાં નેત્ર ઉપરનો પડદો દૂર કરો, એટલે અત્યુચ્ચ સન્યાસી, અત્યંત નીચ શુદ્રની સાથે મળીને કામ કરતો નજરે પડશે. જુઓ! જુઓ! પેલાં ભિક્ષાપાત્ર એકદમ પાવડો અને કોદાળી થઈ ગયાં. સન્યાસીનું આળસ જતું રહ્યું છે. શૂદ્રના કર્મને સન્યસ્તની ઉચ્ચ પદવી મળી છે.

આ શું સમાજવાદ અને જાતિવાદ (Socialism-Communism) છે? હશે, પરંતુ તે હિન્દુસ્તાનમાં મૂળથી જ છે, નવો નથી. વેદાન્તનો એ એક સ્વાભાવિક ઉપસિદ્ધાન્ત

છે." (સ્વામી રામતીર્થ ગ્રંથ ૧લો: પાનું ૧૩૭. સસ્તું સાહિત્ય.)

મનુષ્ય માત્રનું હિત એકબીજા સાથે સંકળાએલું છે. એકના દુઃખની અસર બીજાના મન:પર ન થાય તો તન પર થાય છે એ દર્શાવવા માટે કાર્લાઇલે એક સરસ વાત કહી છે,

'એક વખત એક મોટા શહેરમાં રોગચાળો ફાટી નીકળ્યો. એક પૈસાદારના બંગલાની આસપાસ કેટલાક ગરીબ માણસોનાં ઝૂંપડાં હતાં. એ ગરીબ લોકો પેલા ધનાઢ્યની પાસે ગયા અને કહ્યું: ' સાહેબ અમારાં ઝૂંપડાં સાફસુફ કરવા માટે અને રોગ સામે ટકાવ કરવાનાં ગરમ કપડાં, સારો ખોરાક વગેરે ખરીદવા માટે અમને થોડા પૈસાની મદદ આપો."

'શું કાંઈ મેં તમારૂં દેવું એવું કર્યું છે? હું શા માટે પાઈ પણ આપું? તમારે ને મારે શો સંબંધ છે?' પૈસાના મદમાં છકી જઈ ધનવાને કહ્યું.

રોગ સામે સાવચેતીના ઉપાયો ન લઈ શકવાથી પેલા સર્વ ઝૂંપડાવાસીઓ મૃત્યુને શરણ થયા. તેનો ચેપ પેલા ધનવાનના ઘરનાંઓને લાગ્યો અને તે સર્વ પણ મરણ પામ્યા.

અને કાર્લાઈલ પોતાની લાક્ષણિક શૈલીમાં કહે છે: ' ગમે તેટલી આનાકાની કરવા છતાં પેલો ધનવાન ગરીબો સાથે ન છૂટી શકાય તેવા સંબંધોથી જોડાએલો હતો તે આ રીતે સાબિત થયું.'

ગરીબ સ્વભાવના કંગાલો આ પ્રમાણે ભૂખે મરી જઈ સામ્યવાદના સિદ્ધાંતની સચ્ચાઈ એક રીતે સાબિત કરે છે, ત્યારે બીજા તેજસ્વી સ્વભાવના માણસો જે ભૂખે મરવું પસંદ

કરતા નથી, તે લૂંટફાટનો માર્ગ ગ્રહણ કરી આજ વાત બીજી રીતે પ્રકટ કરે છે.

બર્નાર્ડ શૉના નાટક "મૅન ઍન્ડ સુપરમૅન"માં એક જગાએ સંવાદ આવે છે:

લૂંટારો: હું બદમાશ છું ને પૈસાદારોને લૂંટવાનો ધંધો કરૂં છું.

મૂંડીવાદી: હું ગૃહસ્થ છું અને ગરીબોને લૂટવાનો ધંધો કરૂં છું. ચાલો આપણે ભેટીએ.

અત્યારે જગતમાં અનેક રાજ્યવિનાના રાજાઓ રખડે છે. તેમની દશા ભલે પીછાં વિનાના મોર જેવી દયાજનક લાગે, પણ વારાંગનાઓ નચાવવા સિવાય, કૂતરાંઓને પરણાવવા સિવાય અને નવી નવી રાણીઓથી જનાનખાનું ભરી કાઢવા સિવાય બીજી કોઈ પ્રકારની લાયકાત વિનાના આવા દરબારોની દશા રાજ્ય ખોયા પછી કેવી થાય ? તેનો આબેહૂબ ખ્યાલ સર જૉન બૅરીના નાટક "ઍડમીરેબલ ક્રાઇટન" વાંચવાથી આવી શકે તેમ છે.

ક્રાઇટન એક અમીરનો ચાકર હતો. દરિયાઈ મુસાફરીમાં અમીર સાહેબ પોતાના કુટુંબના માણસો અને નોકર ક્રાઈટન સાથે એક ઉજ્જડ બેટ ઉપર ફેંકાઈ ગયા. ત્યાં ક્રાઈટન પોતાની શક્તિ અને આવડતને લીધે રાજા બન્યો, અને અમીર, તેની પુત્રી વગેરે સર્વ પોતાના એક વખતના તુચ્છ મનાતા નોકરની ખુશામત કરી નભવા લાગ્યા.

અમુક વખતે મદદ મળવાથી સર્વ ઇંગ્લાંડ પાછા જઈ શકયા. ત્યાં જઈ અમીરે એક પુસ્તક લખ્યું તેમાં પોતે અને પોતાનાં સગાંઓએ કેવાં કેવાં પરાક્રમો ઉજ્જડ દ્વીપમાં કર્યાં

હતાં તેનું ભપકાબંધ વર્ણન કર્યું, અને ક્રાઇટનનો સર્વ જશ પડાવી લીધો.

પણ ક્રાઈટનને તેની જરાએ પરવા ન હતી. તે તો પહેલાંની માફક પાછો અમીરની ચાકરી કરવા લાગ્યો.

મૂડીવાદી જગતના વિશ્વવ્યાપી કાવતરાં સામે બખડાટ કરવો તે મિથ્યા છે એમ માની ક્રાઇટન મૂંગો રહે છે. પણ લાગ આવ્યે તે પોતાનું યોગ્ય સ્થાન લઈ લે છે.

પ્રજાઓ પણ વાવાઝોડામાં સપડાઇ આ પ્રમાણે સ્થિ-ત્યંર અનુભવે છે અને ઝારના મહેલોમાં ખેડૂતો બિરાજે છે.

બર્નાર્ડ શૉ એક રીતે, કૅરી બીજી રીતે તો હાર્ડી ત્રીજી રીતે પણ સર્વ જગતના આ સમાનતાના નવા ધર્મના અથવા સ્વામી રામતીર્થે કહ્યું છે તે પ્રમાણે વેદાન્તના જૂના ધર્મના સ્વાભાવિક ઉપસિદ્ધાન્તના જ વિચારો ફેલાવી રહ્યા છે.

ત્યારે આપણા કલાકારો હજુ જૂની ઘરેડમાંથી ભાગ્યે જ છૂટી શકે છે. તેનો એક સરસ દાખલો "રણચંડી"નું બોલપટ પૂરો પાડે છે. હિન્દનાં સારાં બોલપટોમાં સ્થાન લે તેવું તેનું કલાવિધાન છે. પણ લેખકમાં નવી દૃષ્ટિ ખુલી નથી એમ તેનો અંત જોતાં લાગી જાય છે.

મહેન્દ્રપુરના રાજાનો પ્રધાન ગ્રીકો સાથે મળી જઈ રાજ્યને પરતંત્ર બનાવે છે. રાજા એ પરતંત્રતાની સંધી તોડવા "રણચંડી"ની મૂર્તિ સમક્ષ પ્રતિજ્ઞા લે છે. તેમાં તેને સૌથી વધારે સહાય કુંભાર કન્યા માતંગી આપે છે.

માતંગી આમવર્ગને ગ્રીક વિજેતાઓની સામે ઉશ્કેરે છે, અને ગ્રીક સેનાપતિ સાથે દ્વંદ્વ યુદ્ધ કરી તેને હરાવે છે. આ વખતે રાજાનો પુત્ર તો તેના મિત્ર કવિ કઢીદાનજીની

સાથે ઉંદરનો શિકાર કરવાના મહાભારત કામમાં રોકાયો હોય છે. આ યુવરાજ એક મજેનું પાત્ર છે. ખુશામત, બીકણુપણું, વિલાસપ્રિયતા વગેરે ગુણો તેને વરેલા છે. ગ્રીકોની ખુશામત કરી તે પોતાની સહીસલામતી જાળવવા હમેશાં તત્પર હોય છે.

અહીં સુધી બધું બરાબર છે. કુંભારકન્યા સાક્ષાત્ રણચંડી બની દેશને સ્વતંત્ર કરે છે, ત્યારે રાજકુમાર પર-દેશીઓ સાથે સંધિ કરી પોતાના મોજશોખ સાચવી રાખવા તત્પરતા બતાવે છે. એથી વધારે સારૂં ચિત્ર બર્નાર્ડ શૉ જેવો સમાજવાદી પણ ભાગ્યે જ માગી શકે.

પણ આપણા "આર્ય" લેખકો આવો અંત પસંદ ન જ કરે. આપણા "આર્ય" વાંચકો અને પ્રેક્ષકો પણ મોટે ભાગે આવા અંતથી સંતુષ્ટ ન જ થાય. એટલે લેખકે છેલ્લે સુધારી લીધું છે કે યુવરાજ તો કુંભારનો પુત્ર હતો અને કુંભાર-કન્યા તે રાજપુત્રી હતી. રાણીએ જન્મતાં જ તેમની અદલા-બદલી કરી હતી.

પણ આ અર્વાચીન લેખકને જ શા માટે દોષ આપવો? રાણકદેવીની પ્રાચીન દંતકથા કે કહેવાતી ઈતિહાસકથા પણ બીજું શું કહે છે? રાણકદેવી રાજાનું મન જીતી શકી, "સતી" તરીકે પ્રસિદ્ધ થઇ, તો એ કુંભારકન્યા કેમ હોઈ જ શકે? રાજા સિવાય બીજા કોઈની પુત્રીમાં એટલી લાયકાત હોઈ જ કેમ શકે?

ગુજરાતના નવયુગના લેખકોએ અને કલાકારોએ કલાના પવિત્ર પ્રદેશમાં પણ જડ ઘાલી બેઠેલા આ સ્થાપિત હક્કોને દેશવટો આપવાનો સમય હવે આવી લાગ્યો છે. પ્રજાજીવન સાહિત્યને ઘડે છે તો સાહિત્ય પણ પ્રજાજીવનને ઘડે છે.

# ગોરીસંસ્કૃતિનો સંદેશો

મુસોલીનીએ અનેક ભાષણો દ્વારા જાહેર કર્યું છે કે કાળી પ્રજાઓને સુધારવી એ ગોરા યુરોપીયનોનું ખાસ કર્તવ્ય છે.

આ ઈશ્વરદત્ત કર્તવ્ય બજાવવા માટે ઈટાલીની પહેલાં બીજા ઘણાં યુરોપીયન રાષ્ટ્રોએ જહેમત ઉઠાવી છે. સ્પેનીયર્ડોએ અમેરિકાના બહાદૂર રેડ ઈન્ડિયનોનો સંહાર કર્યો ત્યારથી રંગીન પ્રજાઓને સુધારવાનું મહાભારત કામ યુરોપીયન પ્રજાઓના હાથે શરૂ થયું મનાય. તેમાંથી અહીં માત્ર આફ્રિકા વિષે જ વિચાર કરીશું.

વિનવુડ રીડકૃત 'માર્ટરડમ ઑફ મૅન'ની સસ્તી નવી આવૃતિ 'થીંકર્સ લાયબ્રેરી'માં પ્રસિદ્ધ થઈ છે. માત્ર અગિયાર આનામાં મળતું આ સાડી ચારસો પાનાનું પુસ્તક ખૂબ વિચારપ્રેરક છે. પશ્ચિમ આફ્રિકાના ગુલામી વેપાર અને ગુલામીની દુષ્ટ પ્રથા વિષે તેમાં લેખકે ખૂબ અસરકારક રીતે લખ્યું છે.

અઢારમી સદીમાં પશ્ચિમ આફ્રિકામાં ગીની કાંઠા ઉપર યુરોપીયનો હાથીદાંત અને સોનાનો વેપાર કરતા. પણ આ

વેપાર નામનો જ હતો. ખરો વેપાર ગુલામોનો હતો.

યુરોપીયનો શરૂઆતમાં કાંઠા ઉપર ભટકતા સીદીઓનું હરણ કરી જતા. પણ પછીથી દેશીરાજાઓને હથિયાર બનાવવામાં આવ્યા. યુરોપીયન વેપારીઓ રાજાઓને દારૂ તમાકુ વગેરે ઉપયોગી (!) વસ્તુઓ આપતા અને તેના બદલામાં ગુલામોની માગણી કરતા.

એટલે રાજા પોતાનું લશ્કર લઈ રાત્રે ઉંઘતા ગામ ઉપર તૂટી પડતો. સામા થાય તેમનો સંહાર કરતો, અને બાકીનાઓને બર્મીંગહામમાં બનાવેલી સાંકળોથી બાંધી વેપારીઓને સોંપી દેતો.

આ સર્વને કિલ્લાઓની વખારોમાં પૂરી મૂકવામાં આવતા. વહાણ આવે કે તરત જ તેમના ઉપર નિશાનીઓ પાડી તેમને વહાણના નીચેના ભાગમાં ખીચોખીચ ઠાંસી પૂરી દેવામાં આવતા.

આ કમનસીબ ગુલામો એમ માનતા કે સર્વ ગોરાઓ મનુષ્યાહારી હોય છે. વળી તે એમ પણ માનતા હતા કે વેપાર માટે યુરોપથી આવતી લાલ ટોળીઓ ગુલામોના લોહીથી રંગેલી હોય છે, અને સફેદ સાબુ ગુલામોના મગજમાંથી બનાવવામાં આવે છે.

તેથી કેટલાક ખોરાક લેવાની ના કહેતા. તેમના મોંમાં સાંડસા ઘાલી પરાણે ખોરાક આપવામાં આવતો. કસરત કરવાથી તંદુરસ્તી વધે છે એમ માનતા હોવાથી અને તંદુરસ્ત ગુલામની કિમ્મત વધારે ઉપજે છે એ જાણતા હોવાથી વેપારીઓ ગુલામોને પગમાં વજનદાર બેડીઓ હોવા છતાં કુદાવતા. કુદતા નહિ તેમને ચાબુકો ફટકારવામાં આવતા. આથી

પગને જ નહિ પણ ભયંકર ચીસો પાડીને ફેફસાંને પણ ગુલામો કસરત આપવા મંડી પડતા. આ કસરતને લીધે તેમને આપવામાં આવતો ઘોડાનો ખોરાક પણ ગુલામો પચાવી શકતા.

પણ આ જંગલી પ્રાણીઓ એવા આડા હતા કે આટલી બધી માવજત હોવા છતાં તેમાંના ઘણા ઝુરીઝુરી મરી જતા. વળી કેટલાક કૃતઘ્નો તો તેમને હવા ખાવા માટે તુતક ઉપર લઈ જવામાં આવતા ત્યારે દરિયામાં કુદી પડતા અને ડુબતાં ડુબતાં પોતાના હાથકડીઓવાળા હાથ ઉંચા કરી મૃત્યુથી પોતે કેવી આઝાદી મેળવી છે તેનું પ્રદર્શન કરતા. મૂર્ખ જંગલી કાંઈ અમથા કહેવાતા હશે?

આ વેપારમાં પોર્ટુગીઝ, ફ્રેંચ, ડચ અને અંગ્રેજ ચારે પ્રજાઓ ભાગ લેતી હતી. પણ તેમાં સૌથી મોટો હિસ્સો અંગ્રેજોનો હતો. ગુલામોને વેસ્ટ ઇંડીઝમાંથી અંગ્રેજોના શેરડીનાં ખેતરોમાં અને કારખાનાઓમાં મજૂરી કરવા લઈ જવામાં આવતા હતા.

ખ્રિસ્તી મુલકોમાં વસવાથી તેમના આત્માનો ઉદ્ધાર થતો હતો એ કાંઈ જેવો તેવો લાભ ન ગણાય, છતાં કેટલાક ધર્મ-હીણાઓ તેમના દુનિયાઈ દુઃખોની પારાયણ કરતા.

આ દુઃખો સામાન્ય હતાઃ જેવા કે—કોઈ વાર રસોઈ બળી જાય તો ગુસ્સે થઇ મડમ સાહેબ ગુલામ રસોઈઆને ચૂલમાં ફેંકી દેતાં; કોઇ વખત તેમના પતિદેવ શેરડીના કારખાનામાં ગુલામ પર ગુસ્સે થાય તો તેને ઉંચકીને ઉકળતા રસમાં પધ-રાવી દેતા. કોઇ ગુલામ નાશી જાય તો શિકારી કુતરા પાસે તેને ફાડી ખવડાવવામાં આવતો અથવા તેને ફટકા મારી તેના શરીરના કુરચે કુરચા ઉરાડી દેવામાં આવતા. અને કોઈ ગુલામ

ઘરડો થાય અને કામ કરી શકે નહિ તો તેને જંગલમાં હાંકી કાઢવામાં આવતો.

આવાં કૃત્યો માંટે ગોરા માલિકોને કોર્ટ તરફથી કાંઇ જ શિક્ષા થઈ શકતી નહિ, કારણ કે ગુલામો તેમની મિલ્કત હતા અને પોતાની મિલ્કતનો ગમે તેવો ઉપયોગ કરવાની સર્વ સુધરેલા દેશોમાં પ્રજાજનોને કાયદેસર સંપૂર્ણ છૂટ છે. પોતાના ગુલામને મારી નાખવાની છૂટ હોવા છતાં ગોરો માલિક બીજાના ગુલામને મારી નાખે તો તેને શિક્ષા થતી. કારણ સ્પષ્ટ છે કે ત્યાં તો તેણે પારકાની મિલ્કતને નુકસાન પહોંચાડયું ગણાય.

પણ આ તો બીજા સુધરેલા યુરોપીય દેશની વાત થઈ. ઇટાલી તો મહાન રોમનું વારસ. અને મહાન રોમન પ્રજાએ જે રીતે સામ્રાજ્ય સ્થાપ્યું હતું તે રીતે ઇટાલી વર્તવા માગે છે. તો પછી રોમન લોકોએ આફ્રિકાવાસીઓને સુધારવા માટે તેમની જાહો-જલાલીના ભૂતકાળમાં કેવો મહાન પ્રયાસ કર્યો હતો તેનું એકાદ દૃષ્ટાંત જોઇએ.

ઇ. સ. પૂર્વે બીજા સૈકામાં ઉત્તર આફ્રિકામાં કાર્થે-જનનું મહાન રાજ્ય હતું. તેનો સરદાર હેનીબાલ તે જમાનાનો નેપોલિયન ગણાય છે. તેણે રોમનોને અનેક લડાઇઓમાં હરાવ્યા. રોમનો હેનીબાલથી એટલા ડરતા હતા કે તેનું નામ સાંભળી લડવાનો વિચાર છોડી દઈ નાસી જતા.

પણ છેવટે રોમનો સમય પણ આવ્યો. મેસીનીસા નામના આફ્રીકનની ખુટલાઇથી રોમનો કાર્થેજ સામે ફાવ્યા. મેસીની-સાએ લુંટારાઓના લશ્કરવડે કાર્થેજને હરાવ્યું અને પછી રોમનોને બોલાવ્યા. રોમનોને જોઈ તુરતમાં હારેલા કાર્થેજીની-

મનોએ લડવાનો વિચાર માંડી વાળ્યો અને સલાહ માટે કહેણ મોકલ્યું.

રોમનોએ કાર્થેજના પ્રજાસત્તાક રાજ્યની ધારાસભાના સભ્યોના ૩૦૦ પુત્રોને જામીન તરીકે માગ્યા. સેનેટરોએ પોતાના પુત્રોને હાજર કર્યા. કાર્થેજના મહાલયોની બારીઓ પોતાના પુત્રોને છેલ્લી વિદાય આપતી માતાઓથી ભરાઈ ગઈ. છોકરાઓને લઈ રોમન વહાણો તુર્ત જ ઉપડી ગયાં.

પણ કાર્થેજના પ્રજાજનોએ પ્રિય પુત્રોને ગુલામીમાં સોંપ્યા તેટલાથી જ તેમના દુઃખનો છેડો આવ્યો નહિ. રોમનો પાસે સોનાની સાંકળો વડે હાથ બાંધી કાર્થેજના આગેવાનો ગયા અને પૂછ્યું: હવે 'શું હુકમ છે?' રોમે હુકમ કર્યો: 'કાર્થેજનાં સર્વ હથિયારો અમારી સમક્ષ હાજર કરો.'

થોડા સમયમાં રોમની છાવણીમાં બે લાખ હથિયારોનો ઢગલો કરવામાં આવ્યો.

'હવે શું?' ફરીથી પૂછાએલા એ પ્રશ્નના જવાબમાં રોમનો કિન્નાખોર જવાબ સંભળાયો: 'હવે કાર્થેજને ખાલી કરો. તેનો નાશ કરવાનો અમારો નિર્ધાર છે. તમે દસ માઈલ દૂર કિલ્લા વિનાનું નવું શહેર વસાવી રહી શકો છો.'

રોમનો આ નિર્ણય સાંભળી કાર્થેજવાસીઓની ધીરજની હદ આવી રહી. 'અમારા સમુદ્રકિનારા પરના પુરાતન શહેરની ભસ્મ થવાની હોય તો તેની સાથે અમારી ભસ્મ અને અમારા શત્રુઓની ભસ્મ પણ ભળશે.' આવો નિર્ણય કરી કાર્થેજે તડામાર તૈયારીઓ કરવા માંડી

ગુલામોને છોડી મૂકવામાં આવ્યા. ગરીબ અને તવંગર, સ્ત્રીઓ અને પુરુષો સ્વતંત્રતાના રક્ષણના ઉદ્યમે લાગી ગયાં.

ધનુષ્યોની પણછ માટે સ્ત્રીઓએ ચોટલાના વાળ ઉતારી આપ્યા. જાહેર મકાનો તોડી લોઢું અને લાકડું એકત્ર કર્યું, અને તેમાંથી કારીગરો નવાં હથિયારો બનાવવા લાગ્યા.

રોમનો થોડી મુદત રાહ જોઇ આવીને જૂએ છે તો દરવાજા બંધ. ત્રણ વર્ષ સુધી ઘેરો ચાલ્યો. છેવટે રોમનોએ દરિયા માર્ગે આવતો ખોરાક અટકાવ્યો. કાર્થેજ ભૂખે મરવા લાગ્યું. રાષ્ટદેવ મોલોકને હજારો બાળકોનાં બલિદાન દેવાયાં. દેશભક્તોએ સ્વેચ્છાએ પોતાનાં માથાં મોલકને સમર્પ્યાં.

પણ કાર્થેજના વિનાશનો સમય આવી લાગ્યો હતો. કિલ્લામાં ભંગાણ પાડી રોમનો શહેરમાં પેઠા. શેરીઓમાં લડાઇ થવા લાગી. છ દિવસ સુધી મારામારી અને કાપાકાપી ચાલી. કાર્થેજના નવ દશાંશ પ્રજાજનોની કતલ થઈ. બાકીનાને કેદ કરી જીવનભર ગુલામો તરીકે રાખવામાં આવ્યા.

કાર્થેજને સળગાવવામાં આવ્યું અને સત્તર દિવસે આખું શહેર બળી રહ્યું એટલે તેના ઉપર હળ ફેરવવામાં આવ્યું.

અર્વાચીન ઇટાલીના પૂર્વજો રોમનોએ આ પ્રમાણે બે હજાર વર્ષ પહેલાં આફ્રિકાની પ્રજાને યુરોપીય સંસ્કૃતિનાં મિષ્ટ ફળ ચખાડયાં હતાં.

હવે એક વખત ફરીથી કાળી પ્રજાઓને ગોરી સંસ્કૃતિનો સંદેશો પહોંચાડવા ઇટાલી તૈયાર થયું છે. બે હજાર વર્ષમાં જગતની ન્યાય અને નીતિની ભાવનામાં કેટલો સુધારો થયો છે તે હવે જગત જોશે.

# ' અત્યંજ '

**આ** કોઈ દબાયેલા મનુષ્યસમૂહની વકીલાત નથી. પછાત કોમો, સ્ત્રીઓ, બાળકો, અરે મુંગા પ્રાણીઓ અને મુક્ત-બંદીવાનોની વહારે ધાનારી વ્યક્તિઓ તો શું પણ મંડળો નીકળ્યાં છે ને નીકળતાં જાય છે. એટલે એ કોઈની ચિંતા કરવાની મારે જરૂર નથી. હું અહિં ફક્ત શબ્દોના અમુક કચડાએલા વર્ગની વાત કરવા માગું છું.

અંત્યજોનો ઉદ્ધાર કરવા નીકળનારાઓમાં જ કેટલાક ' અત્યંજો ' ની વાત કરે છે. માણસ પ્રત્યે પ્રેમથી ઉભરાતાં તેમનાં હૈયાં આ બિચારા શબ્દને એવો તમાચો લગાવે છે કે અ, પરનું બિંદુ જઇને પડે છે ત્ય પર. આજ અત્યંજ વર્ગની સીધી સંબંધી બે બ્હેનો છે. ' શંકુતલા ' અને ' પ્રિયવંદા '. શંકુતલાને ' શ્રાપ ' લાગ્યો એ વગેરે વાતો વિદ્વાનો કરે છે, પણ તેમાં તેનો સૌભાગ્યચાંલ્લો કપાળ પરથી પાછળ હઠી માથા પર ચઢી બેસશે એવું પણ હતું શું?

' શ્રાપ ' શબ્દ ઉપરથી સ્વ. નરસિંહરાવે કહેલી વાત યાદ આવે છે. એક શાસ્ત્રીજીએ તેમને કહ્યું હતું ' અમે દ્રક્ષણી પાઘડી પહેરીએ છીએ ? ' આ શાસ્ત્રીજી લોકવાર્તાના

જમાઇરાજની માફક સંસ્કૃત બોલતા હતા. જમાઈરાજે સાસુને કહ્યું 'પ્રેલી પ્રીંટીએથી અપ્રૌટીયું લૂાવો' આશ્ચર્ય ચકિત થઈ સામે તાકી રહેલ સાસુને જમાઇએ સમજાવ્યું હતું 'અમ્રે સ્રંસ્કૃત પ્રોલીએ છ્રીએ' અહિં તો કદાચ બડાઈ મારવા જેવો પ્રસંગ હતો એમ ગણી શકાય. પણ અનેક 'નમ્ર' સેવકો પણ આવી જ રીતે ભાષાને સંસ્કારી બનાવવા જતાં બગાડે છે.

અમદાવાદમાં એક વખત શિક્ષણની ચર્ચા પ્રેમાભાઈ હોલમાં થઈ હતી. એક બ્હેને કહ્યું 'બારાઓને સારાઓમાં મોકલવી જોઈએ.' ત્યારે બીજા ગૃહસ્થે કહ્યું 'પણ આ કેરવણીને હું કેરવણી કહેતો જ નથી!' અને તે બન્ને સાચાં હતાં. સાચી કેળવણી પ્હેલાં શુદ્ધ બોલતાં શીખવાડે. સાચી કેળવણી મળી હોત તો આ ભાઇ શુદ્ધ બોલત, અને આ બ્હેન સાચી કેળવણી આપતી શાળામાં ગયાં હોત તો તેમનો પણ જીહ્વાદોષ દૂર થાત.

'સારૂં થયું કે તમે વચમાં જ મરી ગયા, નહિ તો હું તમારે ત્યાં મરવ્રા આવવાનો હતો,' આ વાકય બોલનાર પોતાના મંડળમાં જ છે, એમ કહેનાર અનેક માણસો કોઈ પણ વખતે શબ્દશુદ્ધિની વાત નીકળતાં મળી આવશે. દલપત-રામનું કાવ્ય 'હરખ હવે તું હિંદુસ્તાન' એ ખોટું છે, કારણ કોઈ પણ રસ્તે જનાર માણસ બકરીનો કાન પકડી—

'દેખ બિચારી બકરીનો પણ કોઈ ન જાતાં પકડે કાન'

એ લીટીની હકીકત ખોટી સાબીત કરી શકે તેમ છે. પણ તે કાવ્યની એક લીટી તો જમાના જમાનાના વિદ્યાર્થીઓને હરખ આપતી રહી છે:—

'કોળી, નાળીનો ભય ટાળી સંભાળી રાખે સંસ્થાન!'

વર્ગમાં આ લીટી વાંચવાની કે મુખપાઠ તરીકે બોલ
આવે ત્યારે કોઈ ભાટિયો વિદ્યાર્થી બોલી ઊઠે છે:—

'કોડી, નાડીનો ભય ટાડી સંભાડી રાખે સંસ્થાન

ત્યારે કોઈ ભરૂચી કે પારસી ચોક્કસ કહેશે:—

'કોલી, નાલીનો ભય ટાલી સંભાલી રાખે સંસ્થા
અને ચરોતરનિવાસી એકી શ્વાસે બોલી જશે:—

'કોરી, નારીનો ભય ટારી સંભારી રાખે સંસ્થાન

આ ળ નો આકાર તો જુઓ! ઊંટનાં અઢારે જેવો નથી લાગતો? એટલે આવા ઉત્પાત મચાવે નવાઈ નહિ.

એક ગૃહસ્થને ત્યાં મહેમાન આવ્યા. તેમને માટે ચ્હા નવા જમાનાના ગણાવા માટે જેમ ચ્હા પ્યાલા વતી પીવી જ અને તેનો કાંઠો હોઠને ઓછામાં ઓછો અડવો જોઈ અડે તો સૌથી સારૂં—તે જ પ્રમાણે ચ્હા જેમ બને તેમ જોઈએ. બિલકુલ ખાંડ ન હોય તે સૌથી સારૂં. આવી ર માન્યતા યજમાન ધરાવતા હતા અને એ સદ્ગુણ વિર છે એમ માનતા હતા. તેથી તેમણે અતિથિને પૂછ્યું મોળી તો નથી થઈ ને?"

"ના, ના, બિલકુલ મોળી નથી."

"પણ તમને કદાચ મોળી લાગે, ગડપણમાં"

"અરે અમારે ઘડપણમાં વળી મોળી શી ને વ્હેલ જ્યાં ત્યાંથી પીવાનું કામ."

હવે યજમાનરાજને વસ્તુસ્થિતિનું ભાન થયું. 'ળ મચાવેલો ઉત્પાત જોઈ મહા પ્રયત્ને તેની આરાધન બોલ્યા—"હું તો એમ કહું છું કે તમારે 'ખાંળ જોશે.

"નહિ, નહિ." વૃદ્ધત્વને શોભતી ગંભીરતાથી હસવું અટકાવી અતિથિએ કહ્યું. 'ખાંડ પૂરતી છે.'

આ વિષય એટલો મહાન છે કે એના વિષે ' દુદુંભિનાદ ' કરીને ચળવળ કરવી જોઈએ એમ એક સાક્ષરે ભાષાશુદ્ધિ વિષે એક પુસ્તક લખીને સૂચના કરી હતી. તેમણે તે પુસ્તકમાં પાંચ વખત " દુદુંભિનાદ ' કર્યા છતાં ગૂજરાતે એ વાતને પચીસ વર્ષ થયાં તોયે લક્ષ પર લીધી નથી, તો પછી આ અલ્પનાદથી કાંઈ વળશે એમ કહી શકાય નહિ. છતાં દિવાળીના એકાદ અંકનો તે વિષય તો થઈ શકશે, એટલે સંતોષ છે.

# શારદા બીલ અને સાહિત્ય.

## (એક અદ્‌ભુત વક્તવ્ય)

**સૌ. બ્હેન પ્રસન્નકુમારી,**

શારદા બીલથી દેશની સમાજસ્થિતિ સુધરો કે ન સુધરો, પણ તેથી આપણા ભારતીય સાહિત્યને તો બેશક અસાધારણ લાભ થશે એવું મારા છેલ્લા પત્રમાંનું વક્તવ્ય તમને અદ્‌ભુત લાગ્યું! ખરેખર? ત્યારે એનાપર વિસ્તાર કર્યે જ છૂટકો.

ભારતીય સાહિત્યની મોટામાં મોટી મુંઝવણ રાયસાહેબ શારદાએ ટાળી દીધી એવું મને લાગે છે. આપણા સાહિત્યની એ મુંઝવણ કઈ એમ તમે પૂછશો. મારા મત પ્રમાણે એ મુંઝવણ તે યોગ્ય નાયિકાનો અભાવ સાહિત્યનો મુખ્ય વિષય નાયકનાયિકાનો પ્રેમ છે. પણ ભારતમાં બાળલગ્નના કારણે આ પ્રકારનો પ્રેમ ચીતરવાનો પ્રસંગ જ રહેતો નથી. તેથી જ પ્રાચીન સંસ્કૃત કવિઓએ પરકીયાનો પ્રેમ ગાયો છે. યુરોપના સમાજમાં મોટી ઉમ્મરે લગ્ન થાય તેથી ત્યાંના સાહિત્યમાં પુખ્ત વયની કુમારિકા નાયિકાના પ્રેમપ્રસંગો ચીતરી શકાય. પણ આપણે ત્યાં ઢીંગલાઢીંગલીનાં લગ્ન થઈ ગયાં હોય, તેથી સંવનનો તો અવકાશ જ નહિ,

એટલે પછી પ્રેમ ચીતરવો હોય તો કોઈ પરણેલી સ્ત્રીનો પર-પુરુષ સાથેનો પ્રેમ જ વર્ણવો પડે. બિચારું લગ્નજીવન પ્રેમકવિતા માટે નિરુપયોગી છે એમ પૂર્વ અને પશ્ચિમના કવિઓનો સામાન્ય અભિપ્રાય છે. તેથી જ યુરોપના કવિઓએ સંવનનનું અને ભારતીય કવિઓએ પરકીયા પ્રેમનું વર્ણન મુખ્યત્વે કર્યું છે. દશકુમાર વગેરે ગ્રંથોમાં ખુલ્લી રીતે આ છેલ્લી દર્શાવેલ વસ્તુ તમે જોશો. સંસ્કૃત કવિ જયદેવ અને તેની પછી આવતા પ્રાકૃત ભાષાના સર્વ ભક્તકવિઓએ રાધાકૃષ્ણ અથવા ગોપીકૃષ્ણના નામે આ પરકીયારસ જ મોટે ભાગે પાયો છે.

આ વિષમ સ્થિતિમાંથી આબાદ બચી ગયો છે મહાકવિ કાલિદાસ. તેણે તો સ્પષ્ટ જ કહ્યું છે प्रजायै गृहमेधीनाम्. તેનાં સર્વ કાવ્યોમાં તેણે દાંપત્યપ્રેમ જ ગાયો છે, અને તે દાંપત્યપ્રેમ પણ પુત્રકામનાથી પુનિત થયેલો. રઘુવંશમાં દિલીપ અને દશરથની પુત્રપ્રાપ્તિ માટેની તપશ્ચર્યા, અજ અને ઇંદુમતી અથવા રામ અને સીતાના પ્રેમ કરતાં કાંઇ ઓછી આકર્ષક નથી. કુમારસંભવનું નામ જ દર્શાવી આપે છે કે તેમાં ઉમા અને શિવના દાંપત્યપ્રેમનું જે અદ્ભુત વર્ણન છે તે તો ગૌણ છે. તેમાં મુખ્ય વસ્તુ તો એ પ્રેમના પરિણામરૂપ કુમારનો જન્મ છે. શાકુન્તલમાં પણ શકુન્તલા અને દુષ્યન્તનો દાંપત્યપ્રેમ નાટકનો મુખ્ય વિષય છે, પણ દુષ્યન્તરાજા સર્વદમનની બાલચેષ્ટા જોઈ જે મોહ પામે છે તે દૃશ્ય કુમારી શકુન્તલાના જલસિંચનના પ્રસંગ કરતાં ઓછો રમણીય નથી. આ પ્રમાણે કાલીદાસે પતિપત્નીના પ્રેમને પોતાની સાહિત્યકૃતિઓનો મુખ્ય વિષય બનાવી યુવતિનાયિકાની શોધમાં ભાનભૂલેલા ભારતના કવિઓને માર્ગ બતાવવા પ્રયત્ન કર્યો; પણ તેનું અનુકરણ બહુ થયું

હોય એમ લાગતું નથી.

અને પછી નવા જમાનામાં આપણા દેશમાં નવલકથા શરૂ થઈ. આ નવલકથાની નાયિકાની શોધમાં પણ ભલભલા ભૂલાવામાં પડ્યા. બંગસાહિત્યસમ્રાટ્ બંકિમચંદ્રે આ માટે વિધવાને શોધી કાઢી. કૃષ્ણકાન્તેર વીલ, વિષવૃક્ષ વગેરે તેની પ્રસિદ્ધ કૃતિઓમાં નાયિકા વિધવા જ છે. વિધવા મોટી વયની અને ધણી વિનાની એટલે પાશ્ચાત્ય સાહિત્યની કુમારિકા નાયિકાને બદલે તેને ગોઠવવાનું બંગાલના નવલકથાકારોને બહુ સગવડ-ભરેલું લાગ્યું. તેથી બંકીમની પછીના લગભગ સર્વ નવલકથા-કારોએ પ્રેમપ્રસંગ ચીતરવા માટે પોતાની નવલકથાઓમાં વિધવાને દાખલ કરી છે. રમેશચંદ્ર દત્ત અને રવીન્દ્રનાથ ટાગોર જેવા સમર્થ સાહિત્યકારોને પણ આ યોજનાનો ઉપયોગ કરવો પડ્યો છે, તો પછી બીજાની તો વાત જ શી?

આપણી ગુજરાતી નવલકથા આ દોષથી મુક્ત રહી છે, તેનું સર્વ માન સ્વ. ગોવર્ધનરામને ઘટે છે. તેમણે પરણેલી કુમુદ અને કુમારા સરસ્વતીચંદ્ર વચ્ચેનો પ્રેમ વર્ણવ્યો છતાં તે પરકીયાપ્રેમ ન કહેવાય, કારણ તે છે સૂક્ષ્મ પ્રેમ, સ્થૂળ નહિ. આ યુક્તિનો ઉપયોગ ગુજરાતના પછીના લેખકોએ ઠીક ઠીક કર્યો છે. પણ હવે આવી સર્વ મુશ્કેલીઓનો અંત આવી ગયો સમજો. શારદાબીલના પરિણામે લગ્નની વય વધશે, સમાજમાં સંખ્યાબંધ પુખ્ત વયની કુમારિકાઓ અસ્તિત્વમાં આવશે, અને તેથી ભવિષ્યના લેખકોને વિશુદ્ધ પ્રેમ વર્ણવવા માટે નાયિકાઓનો ટોટો પડશે નહિ. મને લાગે છે કે આટલા લંબાણ ખુલાસા પછી તમે મારા વક્તવ્યને અદ્ભુત નહિ કહો. પછી તો તમારી મરજી.

લી.

વૈનતેયના વં. મા.

તા. ક.

પત્ર પૂરો કરૂં છું ત્યાં એક વાત યાદ આવે છે. અને, કહેવાય છે કે સ્ત્રીઓ પત્રની સૌથી અગત્યની હકીકત તાજા કલમમાં લખે છે; તો પછી એક ગૌણ હકીકત આ રીતે દર્શાવવા માટે તેમનાં જ એક અગ્રેસરની ક્ષમા માગવાની જરૂર જોતો નથી. સ્ત્રીઓ જો પુરુષોના સર્વ હકો માગે તો પુરુષો સ્ત્રીઓનો એકાદ હક્ક તો ભોગવેને ?

યોગ્ય નાયિકાના અભાવે આપણા કવિઓનો મુખ્ય આધાર પરકીયા થઈ પડી, પરંતુ તેમનો આધાર ગૌણ અંશે એક બીજા પ્રકારની નાયિકા પર પણ દેખાય છે: તે છે સામાન્યા.મૃચ્છકટિકની વસંતસેના તેનું સુંદર દૃષ્ટાંત છે. ભલભલા રાજદ્વારીઓ અને કવિઓ સામાન્યઓની સાથે છડેચોક ફરતાં સંકોચાતા નહિ એવી સાક્ષી અનેક સંસ્કૃત કાવ્યગ્રંથો અને તે સમય સંબંધેની દંતકથાઓ પૂરે છે. પણ અહેશાન માનવો રા. બ. શારદાનો કે હવે આ કામચલાઉ નાયિકાની સર્વ કઢંગી યોજનાઓનો અંત આવી જશે.

વૈ.

# મારા મિત્રો

કોઇકે મને પૂછ્યું હતું: 'તમને મિત્રો વિના કેમ ગમે છે? તમારે કોઈ મિત્રો જ લાગતા નથી!' આ પ્રશ્ન સાંભળી હું હસ્યો. બીજું શું કરૂં? એ ભલા માણસને શી ખબર છે કે મારે તો સેંકડો અને હજારો મિત્રો છે. [1]સધેએ કહ્યું હતું તેવાં નિર્જીવ ચોપડાંઓની વાત હું કરૂં છું એમ રખે માનતા[2]. હું તો હરતા ફરતા, બોલતા ચાલતા મિત્રોની વાત કરૂં છું. મારૂં મિત્રમંડળ પચરંગી છે: તેમાં સ્ત્રીપુરુષનો ભેદ નથી, ગોરા કાળાનો તફાવત નથી, ભૂત વર્તમાનનો બાધ નથી.

મારો જૂનામાં જૂનો મિત્ર વનરાજ ચાવડો. મહિપતરામભાઇએ મને તેનો પરિચય કરાવ્યો તે વખતે હું નવ વર્ષનો હતો. વનરાજે પેલા ઊંઘણશી વાણિયાના મોંમાં ઉદરડી મૂકી દીધી તે જોઇને હું તેના ઉપર આફરીન થઈ ગયો. તેની સાથે હું ભૂવડના સૈનિકો સામે અનેક યુદ્ધો લડયો. પણ પછી એક વાર તે પોતાના પુત્ર યોગરાજને લઇને આવ્યો; અને અમે બધા નગરચર્યા કરવા નિકળ્યા, ત્યાં લગનનાં ગીતો અને

---

1 Robert Southey 2 My days among the dead are past

બાળલગ્નના રિવાજની ચર્ચા સાંભળી હું તો કંટાળી ગયો, અને મેં તેનો સંગ છોડી દીધો. છતાં અમે કોઈ કોઈ વખત, તોયે, કેટલાંક વર્ષો સુધી મળતા.

પોસ્ટઓફીસની નાનકડી ઓરડીમાં હું એક દિવસ પડ્યો પડ્યો પુસ્તકો ફેંદતો હતો, તેવામાં મેં ઝાંઝરનો મધુર ઝંકાર સાંભળ્યો. ધીમે પગલે બેત્રણ યુવતિઓ સામેના મંદિરનાં પગથિયાં ચડી રહી હતી. તેમનામાં એક 'નાની શી નાર ને નાકે રે મોતી' એવી બાલાને જોઈ મારૂં હૃદય નાચી ઊઠયું. 'કોણ છો ?' મેં શરમાઇને પૂછ્યું, કારણ હું ભાગ્યે જ દશ વર્ષનો હતો, અને મેં હજુ સુધી કોઈ આવી સ્ત્રી સાથે વાત કરી ન હતી. તેની સાથેની જાજરમાન યુવતી મારી સામે ડોળા કાઢીને જોઈ રહી. તેની અને મારી વચ્ચે આવી મંદ હાસ્ય વેરતાં તેણે કહ્યું, 'કુમુદ'! ત્યાર પછી તો અમારે ઘણી ગાઢ મિત્રતા થઈ. તે બિચારી બહુ જ દુ:ખણી હતી. તેનો બાપ હતો તો ઘણો ભણેલો ગણેલો, અને છોકરીને પણ અંગ્રેજી ભણાવી હતી, પણ જરા જૂના વિચારોનો કે પછી વેદિયો હશે, એટલે આ છોકરીને ડ્ઢા સાથે પરણાવી હતી. મેં તો એને ઘણું કહ્યું કે "આવું દુઃખ શા માટે વેઠે છે ? આ પ્રમાદની પાસે 'પ્રમાદધન મુજ સ્વામી સાચા' એવું શા માટે ગાય છે ? માર ને એક તમાચો કે ગાલ પંપાળતો નાસી જાય !" પણ એ બિચારીમાં એટલો દમ ન હતો. કુમુદને લીધે તો મારે પછી એના આખા કુટુંબની–સાસરા અને પિયેર બન્ને ઘરના માણસોની–ઓળખાણ થઈ અને દરેક પાછા પોત-પોતાનાં સગાંવહાલાં અને ઓળખીતાંને લઇને આવે. બધાંને ભેગા કર્યાં હોય તો ખાસ્સું એક ગામ વસે. પણ હું એવાતેવાની

સાથે વાત કરવાની દરકાર કરતો નહી. કુમુદનો વર સરસ્વતીચંદ્ર મને બહુ ગમ્યો, પણ કુમુદ તેને વર કહેવાની જ ના પાડે તેથી હું બહુ ચીઢાતો. 'આટલી હેરાન થાય છે ત્યારે સરસ્વતીચંદ્રને પરણી જા ને!' એમ હું વારંવાર કહું પણ એ માને જ નહિ. ને સરસ્વતીચંદ્ર પણ એવો જ હઠીલો. વળી એને તો સંસ્કૃત અને અંગ્રેજીમાં બોલવાની બહુ ટેવ. આથી મને વારંવાર કંટાળો આવે અને એ એવું બોલતો હોય ત્યારે આડું જ જોઈ જાઉં. એની સાથેનો મારો સંબંધ હજુ એવો ને એવો છે. અને હવે હું પણ તેના જેટલું લગભગ ભણ્યો છું એટલે તેની વાતમાં ક્યારેક મજા પણ આવે છે. છતાં તેની વારંવાર લાંબાં લાંબાં ભાષણો આપવાની ટેવની તો હું હજી યે મશ્કરી કરું છું. પણ આ તો આડી વાત થઈ. હું તો સરસ્વતીચંદ્રની હઠની વાત કરતો હતો. એણે વળી એવી હઠ લીધી હતી કે પરણું તો કુમુદને જ પરણું, અને ન પરણું તો ય કુમુદને જ ન પરણું. આ જરા વિચિત્ર હઠ હતી. મારે કેટલાક ઓળખીતા રાજકુંવરો હતા, પણ તેમની હઠ તો 'પરણું તો અમુકને જ પરણું' એવી પાર પડે તેવી હતી. કેટલાંક વર્ષો પછી મેં સાંભળ્યું કે આ બન્નેની તો પરણવાની ઘણી યે મરજી હતી, પણ તેમના ગોર કોઈ ત્રિપાઠી કરીને નડિયાદના નાગર બ્રાહ્મણ હતા, તેમણે તેમનો હસ્તમેલાપ કરવાની ના પાડી, એટલે લગન અટકી રહ્યું. નહિ તો હું જાનમાં અને માંડવે મ્હાલત.

સરસ્વતીચંદ્રે આગળ જતાં કુમુદની નાની બહેન કુસુમની સાથે લગ્ન કર્યું. આ કુસુમની સાથે અમે તેનો બાપ જે દીવાન હતો તેના બગીચામાં આખો દહાડો સાથે રમતાં અને કૂદતાં. પણ કુસુમના લગનમાં હું ગયો ન હતો. એવાં જૂહડાઓનાં

લગ્નમાં કોણ જાય! એ તો મને કહેતી હતી કે 'હું તો પરણવાની જ નથી, હું તો બાવી થવાની છું.'

કુમુદકુસુમના માબાપની ઓળખાણ મને આ બે બ્હેનોને લીધે થઈ. મને તે બહુ ભલાં માણસ લાગ્યાં, પણ એવડાં મોટાંના મિત્ર તો ત્યારે શી રીતે થવાય? અને મૈત્રી તો મુખ્યત્વે નાનપણમાં જ બંધાય છે, એટલે હું તેમને મિત્રો કહેતો નથી. તે જ પ્રમાણે કુમુદના સાસુસસરા વિષે કહી શકાય. જો કે તેની સાસુ સૌભાગ્યદેવી નાની હતી ત્યારે તેણે તેના વરના ઉપર પાણી છાંટી પોતાનું પાણિગ્રહણ કરાવ્યું હતું એ વાત સાંભળતાં મને બહુ ગમ્મત પડી હતી.

મારા ગામ વઢવાણના દલપતરામ નામના શ્રીમાળી બ્રાહ્મણ હતા તેમણે મને ઘણા માણસોની બાઈબંધી કરાવી. તે બધા રજપૂત હતા. તેમની સાથે મેં કંઇક દેશો જોયા. તેમાં જગદેવ પરમાર બહુ જબરો; અને તેની વહુ વીરમતી પણ ઓછી નહિ. અને રાણકદેવી! તેનું તો દહેરૂં એ હજી અમારા ગામમાં છે. એ નાની હતી ત્યારે કુંભારને ઘેર રહેતી હતી. હું ઘણી વખત તેની સાથે હડમતનો ચાકડો ફેરવવા મંડી પડતો. તેના લગ્નમાં હું ધામધુમથી મ્હાલ્યો હતો. જુનાગઢના રા'ની જાન એટલે બાકી શું હોય?

મારા ગામનો એક મેરૂત્તંગ નામનો સાધુ હતો. એમ કહેવાતું કે તે ૬૦૦ વર્ષનો હતો.[૨] તેને લીધે હું ઘણા માણસોના પરિચયમાં આવ્યો, પણ મારે દોસ્તી તો મુંજની સાથે જ થઈ. હું તેના લશ્કરમાં જોડાયો અને તૈલંગણના રાજા સાથે

---

૨ વઢવાણમા મેરૂતુંગે ઇ. સ. ૧૩૦૫માં પ્રબંધચિંતામણી લખી. તેમાં મુંજરાજાના અને બીજા રાસા છે.

અમે લડ્યા. મુંજ કેદ પકડાયો અને હાથીને પગે તેને કચરાવીને મારી નાખવામાં આવ્યો. તમે ભૂતમાં માનો છો? હું તો નથી માનતો, છતાં મેં મુંજને આ પછી ૧૦ વર્ષે જોયો, માટે જ હું તમને આ પ્રશ્ન પૂછું છું. મુંબઈના એક વકીલની સાથે, હું ભાવનગર કૉલેજમાં અભ્યાસ કરતો હતો ત્યારે તે આવ્યો. આ વકીલ પણ જરા અદ્ભુત હતો. આવાં આવાં મુડદાંને જીવતાં કરીને તે આખા દેશમાં ફેરવતો અને મારા જેવા કંઈકના ઉપર ભુરકી નાખતો. હું કૉલેજમાં અંગ્રેજીના વર્ગમાં બેઠો હતો ત્યાં તે ધબ દઇને દાખલ થયો. 'ચાલ, ચાલ' કહી તે મને ખેંચવા લાગ્યો. 'શું કામ છે?' મેં ચીડાઇને પૂછ્યું. 'મુંજ તને મળવા માગે છે.' 'જોતો નથી હું પ્રોફેસર શાહનું ભાષણ સાંભળી રહ્યો છું?' 'હવે જોયો તારો શાહ. આ શહેનશાહ. પૃથ્વીવલ્લભ તને મળવા આવ્યા છે,' આમ કરી ઝબ દઇને તેણે તો મુંજને મારી સામેના ડેસ્ક ઉપર બેસાડી દીધો. હવે ભૂત જ હોવું જોઇએ ને? કારણ વર્ગમાં બીજા કોઇનું ધ્યાન તેના તરફ ગયું નહિ છતાં હું તો તેને જ દેખાવા લાગ્યો. પ્રોફેસર પોતાનું ભાષણ ચલાવે જતા હતા, અને હું તો મુંજની સાથે ઊડ્યો અને જઇને પડ્યો તૈલપ નગરીના કેદખાનામાં. આ જ વકીલ અમદાવાદમાં હું ગુજરાત કૉલેજમાં અભ્યાસ કરતો હતો ત્યારે સિદ્ધરાજ અને રા ખેંગારના ભૂતો લઈ ને મારી કને આવી ચડ્યા. જયસિંહને તો કાંઈ જ મેં મન આપ્યું નહિ પણ તેની સાથે એક લાટનો બ્રાહ્મણ આવ્યો હતો, તે જબરો નીકળ્યો. તે તો મને વર્ગમાંથી ઉઠાડી જતો અને પાટણના ભોંયરા અને રાજદરબારની મુલાકાત કરાવતો. એક વખત એની સાથે હું પાટણનું સ્મશાન સુદ્ધાં જોઇ આવ્યો. તેની સ્ત્રી

મંજરી ભારે જાજરમાન હતી. આ વકીલે કેટલાય આપણા જમાનાના મિત્રો પણ મને મેળવી આપ્યા. તેમાં પ્રથમ સ્થાન તનમનને આપું. મને બહુ યે મરજી હતી કે એક વખત આ તનમન અને કુમુદને ભેગાં કરૂં. એ બન્નેની સ્થિતિ ઘણી રીતે મળતી હતી. તનમનને પણ બિચારીને પથ્થર સાથે પછાડવામાં આવી હતી, પણ તે તો જબરી હતી. એણે તો એના ધણી થતા કરમદાસ શેઠને એવા તતડાવી કાઢયા કે શેઠ ઊભી પૂછડીએ નાસી ગયા. એ બિચારી નાની વયમાં ગુજરી ગઈ એટલે હું કુમુદની સાથે એને મેળવી ન શકયો. હું એના શોકમાં જ હતો એટલામાં મને જયા સાંપડી. પેલી જયંતની વહુએ નહિ અને વહુએ ખરી એ જયા નહિ, પણ 'ઈંદુલાલ'ની જયા[3]. આ બન્નેનાં લગ્ન થયાં ત્યારે અમો કેટલાક મિત્રોએ મેળાવડો કર્યો હતો. તેમાં સરસ્વતીચંદ્ર કે કુમુદ આવ્યાં ન હતાં. આ લોકોમાં હાસ્યરસનો તો સંપૂર્ણ અભાવ છે, એટલે તેમણે આમંત્રણના જવાબમાં ચીઠી લખી 'આર્યા લગ્નોચ્છેદક ધર્માસનનું સુખ અનાર્ય લોકોને જ હજો !'

જયા ચિઠ્ઠી વાંચતી હતી ત્યાં વચ્ચે મણી[4] બોલી ઊઠી: એ આરિયાં ને તુરિયાં શું છે વળી ? 'આપણે બન્ને આરિયાં જ હતાં' સવિતા[5] બોલી ઊઠી 'અને આપણું શાક કરીને સમાજ મજેથી ઉડાવતી અને વાસી થઈ ઉકરડે ફેંકતાં બચ્યા માટે જ તું પાડ માન આ મુચકુંદભાઇનો અને હું માનું

૩ 'લોહીનો વેપાર'નાં નાયક નાયિકા (શ્રી. સાકરલાલ મ. કાપડીયા.)

૪ 'કોનો વાંક' (શ્રી. ક. મા. મુનશી.)

૫ 'આજ્ઞાંકિત' (શ્રી ક. મા. મુનશી.)

આ જોઇતારામનો,' આંખમાં આવતાં ઝળઝળીઆં રોકી મોં મલકાવતાં તેણે પૂરૂં કર્યું.

'હવે ગઈ ગુજરી જવા દઈ પરણે તેને જ ગાઓને' એક મીઠો અવાજ આવ્યો. એ કોણ હશે ? એવી જિજ્ઞાસાથી અનેક દૃષ્ટિઓ તેની પાછળ વળી. 'ભાષા ગુજરાતી છે પણ બોલનાર પરપ્રાંતીય છે' કોઇએ કહ્યું. 'અરે ના ઓળખ્યા ?' નારાયણ હેમચંદ્રે કહ્યું, 'એ તો શ્રીમતી સુધાહાસિનીદેવી. મૂળ તો તે બંગાળાનાં. વડોદરાના અમાત્ય રમેશચંદ્ર દત્ત મહાશયનાં તે પુત્રી જેવાં છે, એટલે તેમની ભલામણથી શ્રી. વિદ્યાબહેન, અને શ્રી. શારદાબહેન તેમને ગુજરાતી સમાજમાં ફેરવવા માંડ્યાં છે.'

અરે! પણ મુંજની વાત કરતાં હું કયાં આડો ઉતરી ગયો ? વચ્ચે સાત આઠ વર્ષનો ગાળો તો સાવ કોરો જ રહી ગયો. કોરો એટલે એમ નહિ માનતા કે મેં એ વર્ષો દરમિયાન નવા મિત્રો કર્યા ન હતા. એ વર્ષો દરમિયાન મેં રોબીન્સનક્રુઝો, ગુલીવર, સર રોજર ડી કોવર્લી વગેરે અનેક ગોરા મિત્રો કર્યા હતા. આ વખતે હું હાઇસ્કુલમાં અભ્યાસ કરતો હતો. એટલે આ વખતે એવો ખ્યાલ મનમાં ભરાઈ ગયો હતો કે ગોરાઓની ભાઇબંધી જ કરવી કે તેમની સાથે વાતચીત કરવાથી અંગ્રેજી સુધરે. એ બધાનું તથા મારા બંગાળી, મહારાષ્ટ્રીય, હિંદી અને જીન વાલ્જીન અને મોન્ટે ક્રીસ્ટો જેવા ઇગ્લીશ લેબાસધારી ફ્રેન્ચ મિત્રોનો પૂરો પરિચય આપવો હોય તો એક પુસ્તક જ લખવું પડે, માટે હાલ આટલેથી જ બસ કરું છું.

# હિન્દુલગ્નની લોહ-શૃંખલા

ગુજરાતના એક વિદ્વાન ગણાતા ભાઇએ એક દહાડો વાત વાતમાં કહ્યું: 'એ તો કંપેનીઅનેટ મેરેજ થયું–બટ્રાન્ડ રસેલ કહે છે એના જેવું.'

એક ચર્ચાસ્પદ લગ્ન વિષેની વાત હતી. પણ એ લગ્ન એવું હતું કે જેને કંપેનીઅનેટ લગ્ન ન કહી શકાય. અને તે જ પ્રમાણે કંપેનીઅનેટ લગ્નનો વિચાર બટ્રાંનું રસેલે રજૂ કર્યો નથી. આ જ રીતે આપણે ત્યાં અપૂર્ણ અને અસ્પષ્ટ માહિતી ઉપરથી અભિપ્રાયો દર્શાવવામાં આવે છે, અને એવા કેટલાક અભિપ્રાયો તો છાપે ચઢી અનેક અણસમજુ વાચકોને ભમાવે છે પણ ખરા.

અમેરિકામાં ડેન્વરની કિશોર અદાલતના ન્યાયાધીશ જજ લીન્ડસેએ અનેક વર્ષોના અનુભવ ઉપરથી કંપનીઅનેટ લગ્નનો સિદ્ધાન્ત પુસ્તકના આકારમાં દાખલા દલિલો સાથે રજૂ કર્યો છે.

સંતતીનિયમનપૂર્વક, સ્ત્રીપુરુષ ગાંધર્વ લગ્ન કરી સાથે રહે અને પરસ્પર રાજીખુશીથી કાંઈ પણ બદલો આપ્યા વિના છૂટા પડી શકે એ પ્રકારના લગ્નને લીન્ડસે 'કંપેનીઅનેટ મેરેજ' કહે છે.

તેનું કહેવું એવું છે કે, હાલ અમેરિકામાં હજારો યુવક યુવતિઓ આ પ્રકારનું જીવન ગાળે છે, પણ તેમાં દંભ અને ઢોંગ છે. એ દંભ છોડી દઈ નિખાલસ રીતે 'કંપેનીઅનેટ મેરેજ'નો આશ્રય લેવામાં આવે તો પરિણામે અત્યારે થાય છે તેથી ઘણાં વધારે સાચાં લગ્નો થઈ શકે.

આ લખવાનો ઉદ્દેશ આવા પ્રકારના લગ્નની ભલામણ આપણા દેશમાં કરવાનો નથી. એક ઉદ્દેશ તો ઉપર લખ્યું તે પ્રમાણે શબ્દ સમજાવવાનો છે, અને બીજો ઉદ્દેશ કાંઈક બોધ ગ્રહણ કરવાનો પણ છે.

અમેરિકામાં જ્ઞાતિવ્યવસ્થા નથી, મોટી ઉમ્મરે લગ્ન થાય છે; તેમાં મુખ્યત્વે પરણનાર યુવક યુવતીઓની જાતની પસંદગી હોય છે; ને લગ્નબંધનમાંથી છૂટાછેડા મેળવી જુદા પડી શકાય છે. આવું બધું છતાં ત્યાં ઉપર લખ્યું તેવા સ્વતંત્ર લગ્નની જરૂર લાગી. એટલે કે લગ્નમાં વધારે સ્વતંત્રતાની જરૂર જણાઈ.

તો આપણા દેશમાં, જ્યાં જ્ઞાતિના કુંડાળામાં લગ્ન થાય છે, ઢીંગલા ઢીંગલી જોડાય છે, અને આ લાકડે માંકડું વળગાડવાનું કામ માબાપો કરે છે; ત્યાં લગ્નમાં સુધારો કરવાની જરૂર ખરી કે નહિ?

ઇષ્ટ લગ્ન રસ–ઐક્યમાંથી ઉત્પન્ન થાય છે, અને પતિપત્ની બન્નેને તેમાં પૂરેપૂરી સ્વતંત્રતા હોય છે. આ જાતનો મનનો મેળ થાય તે માટે માત્ર એકાદ મુલાકાત ગોઠવી પસંદગી કરાવી લેવાથી વળે નહિ. સ્ત્રી પુરુષો વચ્ચે પ્રથમ દૃષ્ટિએ જે આકર્ષણ થાય છે તે પ્રેમના કરતાં વધારે ભાગે મોહનું જ હોય છે.

પણ પરિચય વધ્યે ઘણી વાર આવા પાયા પર ચણાએલ લગ્નની ભવ્ય ઇમારત ભાંગી પડે છે.

એટલા જ માટે લાંબા સમયના સંવનનની જરૂર છે. વળી જજ લીન્ડસે જેવા કેટલાક વિચારકો તો આગળ વધીને, માત્ર સંવનન જ નહિ, પણ ઉપર દર્શાવ્યું તે પ્રમાણે સંતતિનિયમન પૂર્વકનાં સહવાસી લગ્નોની ભલામણ કરે છે.

પ્રેમલગ્નથી જોડાએલાં સ્ત્રી પુરુષોને પણ જીવનમાં જુદા પડવાનો વારો આવે છે. પ્રેમલગ્ન કાંઈ સદાકાળ ટકે એમ બનતું નથી. શાશ્વત પ્રેમની વાત એ તો શાશ્વત જૂઠાણું છે. સ્ત્રી પુરુષ પ્રેમલગ્નમાં જોડાયા છતાં પોતપોતાનો વિકાસ તો ચાલુ રાખે છે, અને તેથી અમુક સમયે તેમના જીવનના માર્ગો જુદા પડે એ સંભવિત છે.

આ સમયે સ્વમાન સાચવીને અને બાળકોના હિતનો પૂર્ણ વિચાર કરીને બન્ને જુદાં પડે તેમાં કંઇ જ ખોટું નથી. મા બાપ વચ્ચે પ્રેમ ન હોય તેવા ઘરમાં રહીને, બાળકો ગૃહજીવનનો શો લાભ ઉઠાવવાનાં હતાં?

એટલે બાળકોની વાતો કરી છૂટાછેડાના પ્રશ્નમાં અંતરાય નાખવો જોઇએ નહિ

ખરૂં જોતાં લગ્ન કરવાના કરતાં છૂટાછેડા મેળવવાનું વધારે સહેલું હોવું જોઇએ. લગ્ન અત્યારે ઘણાંને કેદખાના જેવું લાગે છે, કારણ, પતિપત્નીને અંદર ધકેલી પછી બહારનીકળવાનું દ્વાર બંધ કરી દેવામાં આવે છે

અત્યારે ઉચ્ચજ્ઞાતિની સ્ત્રીઓ તો લગ્નના બંધનમાંથી એક જ રીતે નીકળી શકે છે, અને તે મૃત્યુદ્વારા.

ઝેર, દોરડું, કૂવો એ છૂટાછેડાનાં જૂનાં સાધનો હતાં, અને હવે નવું સાધન ઉભું થયું છે સ્ટવઃ જેની કીર્તિ મુંબઇના કોરોનર શ્રી. આથવલે વારંવાર ગાય છે.

અને યુવકોની દશા પણ દવા ખાવા જેવી જ છે. કેટલાક બીજું લગ્ન કરે છે, પણ મોટો ભાગ બળતી સઘડીઓને ગળે વળગાડી ફર્યા કરે છે.

તમાચા મારી મારીને આપણા જુવાનો ગાલ રાતા રાખવા પ્રયત્ન કરે છે, પણ તે સતત તમાચાના પરિણામે તેમના ગાલ સૂઝી જઈ મહાન વ્યથા ઉપજાવે છે.

# ગુજરાતી વાર્તાસાહિત્યનો એક પ્રશ્ન

જ્યારે ધર્મપતિ એ પ્રેમી ન હોય ત્યારે તેણે તથા નાયિકાએ શું કરવું?

આ 'ધર્મપતિ' શબ્દ મેં નવો યોજ્યો છે. ગુજરાતીમાં ધર્મ-પત્ની શબ્દ વપરાય છે, પણ ધર્મપતિ શબ્દ વપરાતો નથી. તે માટે માત્ર પતિ જ શબ્દ વપરાય છે; તેનું કારણ શોધવા હું અત્યારે નહિ બેસું, પણ મારો આ શોધ ઉપરનો હક્ક નોંધાવી આગળ ચાલીશ.

જ્યારે ધર્મપતિ (જેને હવે પછી ટૂંકામાં પતિ જ કહિશું) પ્રેમી ન હોય ત્યારે પત્નીની સ્થિતિ કેવી થાય અને તેણે શું કરવું એ પ્રશ્ન આપણા સાહિત્યમાં ઘણો જૂનો છે.

કવિ સામળભટે 'વિદ્યાવિલાસિની'ની વાર્તામાં અને 'સુંદર કામદાર'ની વાર્તામાં આ જ પ્રશ્ન લીધો છે. રાજપુત્રી વિદ્યાવિલાસિની પ્રધાનપુત્રી સાથે પ્રેમમાં પડે છે, પણ પ્રધાન-પુત્ર બીકણ હોઈ પ્રપંચ કરી છટકી જાય છે, અને પોતાને બદલે મૂરખચટને ગોઠવી દે છે. તે જ પ્રમાણે 'સુંદર કામદાર' માં પણ રાજપુત્રીને પોતાના પ્રેમી પ્રધાનપુત્રને બદલે મૂરખાની

સાથે પરણવું પડે છે. અહીં પ્રેમી તો દગો દઈ ચાલ્યો જાય છે, એટલે હવે આ નાયિકાઓએ પતિમાંથી જ પ્રેમીને પ્રગટાવો રહ્યો. તે માટે સામળભટ ચમત્કારનો આશ્રય લે છે. અધ્યારુ મહારાજને ખેદ થાય છે કે મારો વિદ્યાર્થી મૂર્ખ રહી શકે જ કેમ? એટલે તે સરસ્વતીદેવી સમક્ષ મરવા તૈયાર થાય છે, ત્યાં દેવી પ્રત્યક્ષ થાય છે, અને ચટ લઈ તલવાર વતી મૂર્ખની જીભ ઉપર કાપો પાડતાં ઝટ દઈને તે ચૌદવિદ્યાગુણજાણ બની જાય છે. આ પ્રમાણે વિદ્યાની વિલાસિનીઓની મુશ્કેલીનો અંત આવે છે. પતિ એ સ્ત્રીનું સર્વસ્વ છે, તો પછી તે તેનો પ્રેમી કેમ ન બની શકે? તેમાં કાંઈ અડચણ જેવું હોય તો સાક્ષાત્ દેવો સ્વર્ગમાંથી આવીને ઊતરે. શું કાંઈ અમારી રૂઢિઓ ઓછી જોરાવર છે?

ગોવર્ધનરામની કુમુદ પણ આમ જ પ્રમાદધન જેવા પત્થરની સાથે પટકાય છે, અને રત્ન જેવો સરસ્વતીચંદ્ર ધીમે રહીને બાજુએ ખસી જાય છે. અર્વાચીન યુગના ગોવર્ધનરામમાં સામળના જેવો ચમત્કાર ઉપજાવવાની શ્રદ્ધા ન હતી, છતાં તેમની હિમ્મત જબરી હતી. એટલે જ્યારે કુમુદ રડતીરડતી તેના આ ધર્મપિતા પાસે મૂર્ખ પતિની વિરુદ્ધ ફરિયાદ કરવા આવી, ત્યારે ગોવર્ધનરામે તેનું અસહ્ય દુઃખ જોઈ પ્રમાદધનને દરિયામાં ડુબાવી દીધો, અને આ રીતે રંક કુમુદને છોડાવી. આ પણ એક જાતનો ચમત્કાર નહિ તોપણ અસામાન્ય ઉપાય તો ગણાય જ. બધી જ કુમુદોના પ્રમાદો આ પ્રમાણે દરિયામાં ડૂબી જતા નથી, એટલું જ નહિ પણ અનેક કુમુદોને નિભાવી ન શકાય તેવા જીવનથી છૂટી જવા માટે જલદેવતાનો આશ્રય શોધવો પડે છે. પરંતુ ગોવર્ધનરામે તો ન્યાયાધીશ તરીકે પ્રમાદને

મૃત્યુદંડ ફરમાવ્યો, અને એ પ્રમાણે ગાયને કસાઈવાડે મૂકી આવ્યાનું પ્રાયશ્ચિત્ત કર્યાનો સંતોષ લીધો. પણ દયાધર્મી ગુજરાતીઓ આવી જમાઈહિંસા લાંબો સમય કેમ સહી શકે? એટલે 'પ્રમાદધનની પ્રભુતા' ના લેખકે પ્રમાદને સુધારીને જિવાડયો, અને કુમુદને સુખી કરી.

પણ એમ કોઈ કોઇ ને સુધારી શકતું નથી. એટલે શ્રી. કનૈયાલાલ મુનશીએ 'વેરની વસૂલાત'માં દર્શાવ્યું કે સ્વાભાવિક રીતે એવું બને કે નાયિકા પ્રેમીના વિયોગથી ઝૂરીને મરણ પામે—જેમ જગતકિશોરને ઝંખતી તનમનનું બને છે તેમ. પણ આ પ્રેમીનું શું? તેમાં તો શ્રી. મુનશીએ ગોવર્ધનરામનું અનુકરણ જ કર્યું છે. સરસ્વતીચંદ્ર કુમુદને નહિ તો તેની બહેન કુસુમને પરણી જાય છે; ત્યારે જગતકિશોર તનમનને એકે બહેન નથી તેથી કાંઈ કુંવારો રહી જતો નથી. તે તનમનની બહેન નહિ તો તેની બહેનપણી રમાની સાથે લગ્ન કરી નાખે છે. વારુ. સૌ સારું જેનું છેવટ સારું!

શ્રી. રમણલાલ દેસાઈ તેમની હમણાં જ પ્રકટ થયેલી નવલકથા 'પત્રલાલસા'માં આ જ પ્રશ્નમાં એક ડગલું આગળ વધે છે. નાયિકા મંજરી સનાતનને ચાહે છે; પણ તેના માબાપ તેને એક આધેડ વયના જમીનદાર સાથે પરણાવી દે છે, તેથી તનમનની માફક માંદી પડી તે ઝૂરીઝૂરીને મરણ પામે છે. આ વખતે નવલકથાનો નાયક સનાતન મંજરીની બહેન કોઇ પુષ્પાને પરણી જતો નથી, પણ પતિતાઓનો ઉદ્ધાર કરવાના પવિત્ર કામમાં લાગી જાય છે.

આ બધી વાર્તાઓમાં 'પત્રલાલસા'માં દેખાતો પતિ સૌથી વધારે ઉદાર છે. તે મંજરીના દેહને પોતાની માલિકીની માને

૬

છે, છતાં તેના ઉપર જૂલમ કરતો નથી. ત્યારે 'વેરની વસૂલાત'નો કરમદાસ શેઠ તનમનના તનનો કબજો લેવા ઘણું મથે છે, જો કે તેમાં તે ફાવી શકતો નથી. બિચારી કુમુદ પ્રમાદને પોતાનું સર્વસ્વ સમર્પવા પ્રયત્ન કરે છે, પણ આ નાલાયક પતિને તેની બિલકુલ કદર નથી,

આ પ્રશ્નનો સાચો નિવેડો તો પતિ જ લાવી શકે. તેનું દૃષ્ટાંત કાઠિયાવાડિ લોક—વાર્તા પૂરું પાડે છે. આણલદે દેવરાને ચાહતી હતી, પણ તેના વડીલોએ તેને ઢોલરાની સાથે પરણાવી. સાસરે ગયા પછી આણલદે નિશદિન દેવરાનું ધ્યાન ધરે છે, અને ઘણો પ્રયત્ન કરવા છતાં તેનું મન ઢોલરા તરફ વળતું જ નથી. ઢોલરો શરૂઆતમાં તો પતિ તરીકેની સત્તા ચલાવવા જાય છે, પણ આણલદેના શુદ્ધ પ્રેમની ઉત્કટતા જોઈ તેનું નિખાલસ હૃદય પીગળી જાય છે, અને તે આણલદેને લઈ દેવરાની પાસે જાય છે અને આ સાચા પ્રેમીઓનું લગ્ન કરાવી આપે છે. ઉપકારવશ દેવરો પોતાની બે બહેનોને ઢોલરાની સાથે પરણાવે છે, અને હૃદયનો ઉદ્દગાર કાઢે છે:—

દીકરીયું દેવાય, વહું તો દેવાય નંઈ,
એક સાટે બે જાય, ઢાલ માગે તોય ઢોલરો.

ગુજરાતના આ બધા લેખકો પુરુષો છે છતાં તેમાંથી કોઇને પુરુષની સ્થિતિનો કેમ કરીએ વિચાર જ ન આવ્યો !

પ્રમાદોને પનારે પડેલી કુમુદોના કરતાં અંતરમાં માનસિક કજોડાની ઉંડી પીડા ભોગવતા નવશિક્ષિતોની સંખ્યા આપણા દેશમાં અનેકગણી વધારે છે. પણ શિક્ષિત પુરુષોની આ સ્થિતિની કદર આપણા ગ્રંથકારોએ ભાગ્યે જ કરી છે.

તેમાં એક અપવાદ છે શ્રી. મુનશી. તેમણે શરૂઆતમાં

ગોવર્ધનરામની કુમુદના જેવી તનમન સર્જી, પણ પછી 'કોનો વાંક,' 'સ્નેહસંભ્રમ' 'શિશુ અને સખી' એ સર્વમાં પુનિત પ્રિયાપ્રેમ માટે ઝંખતા માનસિક કજોડાંના ભોગ થયેલા પુરુષોની પીડાઓની હૃદયવિદારક ચીસો સંભળાવી છે,

આ પરિસ્થિતિ નવલકથાલેખકો માટે હજુ વિશાળક્ષેત્ર તરીકે ઊભી છે.

વળી આપણા ગૃહજીવનની બીજી વિષમતાઓ ઉપર પણ લેખકોએ ધ્યાન આપવું જોઇએ.

હ્યુ વૉલપોલની શ્રેષ્ટ નવલકથા 'ફોર્ટીટ્યુડ'માં તે એક જુદો જ પ્રશ્ન ચર્ચે છે. આપણે ત્યાં વહુની સાસુઓના જુલમોની ઘણી વાતો છે, પણ વરની સાસુઓના જુલમો પણ સ્ત્રીસન્માનની ભાવના વધતાં વધવા લાગ્યા છે.

'ફોર્ટીટ્યુડ'માં આવી સાસુની કથા છે. સાસુ જમાઇને ત્યાં દીકરીની સાથે રહેવા આવે છે. અને દીકરીના ગૃહજીવનને પોતાના જૂનવાણી વિચારોના પ્રતાપે સળગાવી દે છે.

'મંકી પઝલ' નામની નવલકથામાં પણ પત્નીના હૃદયની પતિ અને પિતામાતા વચ્ચે થતી ખેંચતાણ દર્શાવી છે.

શ્રી. ટાગોરની છેલ્લી નવલકથા 'યોગાયોગ'માં સ્ત્રીના હૃદયને બંધુ અને પતિના સંબંધોની વચ્ચે મૂક્યું છે અને એ ખેંચાણમાં છેવટ બંધુપ્રેમ વિજયી નિવડે છે એમ દર્શાવ્યું છે.

આપણા નવલકથાલેખકો પ્રેમનાં આવાં વૈવિધ્યયુક્ત આકર્ષણો વચ્ચેનું સંઘર્ષણ દર્શાવી આપણી નવલકથાઓમાં પણ અનેક પ્રકારની નવીનતા લાવી શકે.

એમ થાય તો નવલકથા એટલે પેમલાપેમલીની વાત એવો જે સામાન્ય આક્ષેપ કરવામાં આવે છે તે દૂર થાય.

# કવિતા

અમદાવાદથી 'નૌકા' નામે એક નાનકડું માસિક નીકળતું હતું. તેના તંત્રીએ એક દિવસ આવીને લેખ માટે માગણી કરી. આમાં બહુ નવાઈ નહતી, પણ તેમના છેલ્લા શબ્દોએ મને ચોંકાવી દીધો: 'કવિતા નહિ.' 'કૌમુદી'ના તંત્રીને પણ કવિતાના સતત મારાથી ઘણું સહન કરવું પડતું હતું. આવી જ દશા બીજાં માસિકોની પણ હશે.

ત્યારે ગુજરાતમાં હવે કવિતા કેમ બહુ લખાવા માંડી? એક વખત તો લાગતું હતું કે જાણે શ્રી. ન્હાનાલાલ પછી કોઈ કવિજ નહિ થાય કે શું? ત્યાં તો અત્યારે લગભગ પોણોસે નવા કવિઓ, એક વખત મેં કાગળ પર ગણી જોયા હતા. એનું કારણ એ તો નહિ ને કે કવિતાનો કોયડો હવે ખુલ્લો પડી ગયો છે? એક વખત કવિ દલપતરામે આપણા દેશમાં કવિતાની કુંચી ઘણાને આપી દીધી હતી. તેની પહેલાં ઇંગ્લાંડમાં પોપે આ પ્રમાણે કર્યું હતું. તેણે કવિતાને કરામત કે કારીગરી જેવી બનાવી દીધી હતી. આપણે ત્યાં હાલ આવું જ કાંઈ નથી બન્યું?

કવિતા માટે હવે કોઈ અવિષય રહ્યો નથી. પહેલાં તો આંબા ઉપર કોયલ જ બોલતી, પણ હવે તો આંબલી ઉપર કાગડા કકળે, કે ગુમડાં ઉપર માખીઓ બમણે તેના પર પણ કાવ્યો લખી શકાય છે. ગુર્જરકવિતાસુંદરી બામણા ગામની ભંગડી અને ભુંડીભખ રૂડકીની સાથે તુટેલી ચંપલ અને ચૂસાયેલા ગોટલા વીણતી, ઉકરડા ફેંકતી દેખાય છે.

કવિતા માટે જેમ ગમે તે વિષય ચાલે, તેજ પ્રમાણે ગમે તેવા શબ્દો ચાલે એમ પણ મનાવા લાગ્યું છેઃ ' નિસ્પેક્ટર, પ્લેટફોર્મ જેવા ઈંગ્રેજી શબ્દો જ નહિ, પણ ' બૅક ટુ નેચર ' જેવાં આખાં ને આખાં વાકયો પણ ગુર્જર કવિતાસુંદરી વગર અટકયે ગળી જતાં શીખી ગઈ છે.

ઈંગ્રેજ વેપારીઓએ હિન્દને ઘણાં વર્ષ ચૂસ્યું તો ગુજરાતી કવિઓ તેમના શબ્દભંડોળ ઉપર કેમ લૂંટ ન ચલાવે?

તેજ પ્રમાણે સંસ્કૃત, ગામડી, પ્રાન્તિક એમ જ્યાંથી મળે ત્યાંથી શબ્દો ઉઠાવીને કવિઓ પોતાનાં કાવ્યોમાં રેડવી દે છે. તેમનું કામ શબ્દની ખાતર એક ક્ષણ પણ અટકતું લાગતું નથી. વિષય અને શબ્દોની સુલભતાની સાથે જ એક બીજી સગવડ મળી ગઈ છે, તે પ્રાસના ત્રાસમાંથી છુટી. નવી કવિતાને પ્રાસની જરૂર રહી નથી, તે જ પ્રમાણે પિંગળાના નિયમો જાળવવાની પણ જરૂર નથી. બે લઘુ ને બદલે એક ગુરુ, એક ગુરુને બદલે બે લઘુ, 'અ' ને કયાંઈક ખોડો કરવો, કયાંઈક તે આખો બોલવો, તો કયાંઈક તેના પર ભાર મૂકી તેને ગુરુ પણ ગણવોઃ અને વળી કાંઈક 'આ', 'ઓ', 'ઔ', 'એ', એ સર્વને લઘુ ગણવા, એમ કવિતાનું કામ હવે ખૂબ સરલ થઈ ગયું છે.

આ બધાની સાથે 'સોનેટ'ની સહાય મળી ગઈ—ફક્ત ચૌદ લીટીઓ જ લખવાની. એ પણ લાંબી લાગે તેમના માટે ચાર લીટી અને બે લીટીનાં મુક્તકો છે. પછી બાકી શું રહ્યું? અને આનંદની વાત એ છે કે માસિકો, અઠવાડિકો, દૈનિકો, ત્રૈમાસિકો, દિવાળીઅંકો અને અને કાંઈ ન મળે તો છેવટ હસ્તલિખિત માસિકોનાં બુભુક્ષિત ઉદરો નિરંતર 'લાવો, લાવો' પોકારી રહ્યાં છે, તેમાં આ સર્વને માટે સમાવેશ છે—આદર છે. એટલે કોઈને નિરાશ થવા જેવું નથી.

પણ મહાકવિ ગણાવું હોય તો કોઈ નવો છંદ શોધવો જોઈએ ખરો. મહાકાવ્ય લખે તે મહાકવિ—પણ મહાકાવ્ય લખવા માટે જે છંદ જોઈએ તેવો છંદ ગુજરાતીમાં નથી. હું ધારું છું કે રામાયણ અને મહાભારત એ મહાકાવ્ય ગણાતાં નહિ હોય. તે જ પ્રમાણે 'પંચ મહાકાવ્ય' સંસ્કૃતમાં છે એવું કહેવાય છે, તે પણ કોઈ શાસ્ત્રીબુવાની કલ્પના જ હોવી જોઈએ. નહિ તો મહાકાવ્ય લખવા માટે નવા છંદની શોધમાં નર્મદાશંકર કવિથી માંડીને શ્રી. ખબરદાર સુધીના કવિઓ શા માટે લાગી ગયા હોય? આ મહાકવિઓની પ્રવૃત્તિની મહત્તાનો ખ્યાલ એ બાબત ઉપરથી જ આવશે કે તે વિષે એક સ્વતંત્ર પુસ્તક લખાયું છે. પણ આ સર્વ મહાકવિઓની શક્તિ નવો છંદ શોધવામાં જ એટલી બધી ખર્ચાઈ ગઈ કે તે કોઈ મહાકાવ્ય લખી શકયા જ નહિ. એ એક કારણથી, તમે કદાચ આ માર્ગે જતાં અચકાશો, તો તમારા માટે બીજો, અથવા ખરી રીતે કહીએ તો ત્રીજો માર્ગ પણ છે. તમે ગદ્ય જ લખો, ફાવે તેવું ગદ્ય લખો—અને તેમાં, તમે ખરા કવિ તો છો જ, કવિત્વ તમારી રગેરગમાં વ્યાપી ગયું છે, તેથી અનાયાસે કાવ્યની લીટીઓ આપોઆપ

લખાઈ જશે. તે સર્વ તમારે લખી રહ્યા પછી, શોધીને ફુટ-નોટમાં બતાવવી. આ માર્ગ તદ્દન નવો નથી. એનું અનુસરણ અત્યારે પણ થઈ રહ્યું છે. પણ તે બીજા બે માર્ગોના પ્રમાણમાં ઘણું અલ્પ છે. તેથી આ વિષે જરા વિસ્તારથી લખીશ.

શરૂઆતમાં મને એક પ્રશ્ન પૂછવાનું મન થાય છે; કે ગદ્ય અને પદ્ય એવા વાણીના બે ભેદો કોણે પાડ્યા? ક્યારે પાડ્યા? શા માટે પાડ્યા? એવા ભેદો પડવાની જરૂર ક્યાં છે? 'પરમેશ્વરની ગતિ અકળ છે, તથા તેનાં કામોનાં કારણો શોધી કઢાય તેમ નથી.' કરણઘેલાનું આ વાક્ય આટલાં વર્ષો સુધી ગદ્ય તરીકે ચાલતું આવ્યું છે—તે આ રીતે મૂકી શકાય.

પરમેશ્વરની ગતિ અકળ છે તથા તેનાં
કામોનાં કારણો શોધી કઢાય તેમ નથી.

એક શિખાઉ વિદ્યાર્થી પણ કહી શકશે કે આ મનહર છંદ થયો. આવી મનહરની મનોહારી લીટીઓ કરણઘેલામાં છુપાઈ રહી હતી, તે મને એક દિવસ એકાએક જરા રાગ કાઢી વાંચતાં જડી આવી મને ખાત્રી છે કે જો વધારે પ્રયાસ કરવામાં આવે તો આવાં અનેક રત્નો આ મહાર્ણવમાંથી મળી આવે.

આપણા લોકો ગદ્ય પણ રાગ કાઢીને વાંચે છે, એમ સ્વ. નવલરામે ટીકા કરી હતી; પરંતુ આવી રાગડાપદ્ધતિ પણ કોઈ વખત સુફલ આપે છે તેનું આ દૃષ્ટાન્ત છે.

આવી જ રીતે શ્રી. નૃસિંહપ્રસાદ ભટ્ટ કૃત 'સૂતપુત્ર કર્ણ' માંથી એક મનહરની લીટી એક વખતે અકસ્માત્ મારા મ્હોંએ આવી ચઢી હતી.

'પછી તે ભમરો મને સાથળમાં કરડ્યો.'

આ જ પુસ્તકમાં આગળ ચાલતાં એક વાકય છે—

'તેં મને ઓળખ્યો નથી.'

આ મજેની અનુષ્ટુપની લીટી છે. તેની પછી એક જ લીટી મૂકીને આવે છે—

'કર્ણ, કર્ણ, તેં તો હદ કરી હું ઇંદ્ર છું એ કેમ ખબર પડી ?'

આ લાગણીભર્યું વાકય ગદ્યમાં શોભે છે, તેના કરતાં જ્યારે તેને તેના પોતાના રાગ 'ક્ષત્રિ કલંક કેમ લેશે રે ?' માં મૂકીએ છીએ ત્યારે તેનો જુસ્સો ઓર જ વધી જાય છે. ગાઈ જુઓઃ—

'કર્ણ, કર્ણ, તેં તો હદ કરી હું ઇંદ્ર છું એ કેમ ખબર પડી ?'

પ્રેમાનંદે નાટકો લખી ગુજરાતી સાહિત્યનો વિજયડંકો હિન્દના સાહિત્યજગતમાં વગાડયો છે. પણ એ ડંકાનો રણકાર કેવો મધુર છે, તે તો નીચેની 'રોષદર્શિકા સત્યભામાખ્યાન' ની લીટીઓમાં રહેલો પદ્યલય પારખવાથી જ આવી શકે.

અમે શા સારૂ ખચકાઇએ ? અમારે નથી
લેવું કે નથી દેવુ ! જો બાઈ ! સાંભળ્ય,
એક તો તારે લોઢાને અડવું નહિ. તારાં
ઘરનાં જે જૂનાં માણસો હોય તેને જોયા
વિના ખાવું નહિ.

અહિં જે દાખલાઓ આપ્યા છે, તે ગુજરાતી સાહિત્યનાં જાણીતાં પુસ્તકોના છે. કારણ આ વાંચનાર પૈકી દરેકે કયું કયું પુસ્તક લખ્યું હશે એ વિષે લેખકને માહિતી નથી. પણ સૌ પોત-પોતાનાં પુસ્તક કે પુસ્તકોમાંથી આ જાતના દાખલાઓ શોધી શકશે એટલા વિસ્તારથી અને સ્પષ્ટ રીતે તો અહિં આ વિષય

જણાયો છે; એટલે આ લેખ અહિં પૂરો કરીએ તો ચાલે. પણ જમાનો કાર્યનો છે. બોલવું નહિ પણ કરી બતાવવું. એટલે આ લખનારે કરેલી કવિતાથી આ લેખ સમાપ્ત કરવામાં આવે તો યોગ્ય ગણાશે. તેમાં કવિઓની કામદુધા અનુપ્રાસયોજનાનું સંકીર્તન છે.

### સખીને કે કવિતાને*

[ એક સોનેટ ]

૧

પ્રાણેશ્વરી! સખિરી! ધીરી અધિરી બાલે,
આળે કરૂં અડપલાં અકલંકી ભાલે;
રૂચે તને ન, પણ કૂહું? નહિ, કહીશ કાલે.
ના? લે કહું: મુજ દિલે ભરપુર ઠાલે,
સાલે ઘણું અકથ જો અડકું ન વ્હાલે.

૨

ખીલી વસંત વનમાં ફુલડે પધારી,
ખોલી હસંત કળીશી, જનમાં વિરાજી;
નાચી ઉઠે મયૂર, કોકિલ, કીર, વાજી
જેવાં કવિહૃદય કાં ન ઉઠન્ત ગાજી?

---

* અનેક રીતે આ કાવ્ય અનોખું છે. તેની કડીઓ ૫, ૪, ૩, ૨ એમ ઉતરતા ક્રમની લીટીઓમાં યોજી છે. વળી કલાપીએ 'પ્રિયા કવિતાને' લખ્યું છે, કવિ ન્હાનાલાલે સખીને સંબોધન કર્યું છે. કોઇએ કદાચ-કદાચ શા માટે વળી, ચોક્કસ—કવિતાને કહ્યું હશે, પણ ઉપર મૂકયું છે તેવું વૈકલ્પિક મથાળું હજુ સુધી કોઈએ મૂકયું જાણ્યું નથી. તેજ પ્રમાણે 'તોડું' અને ખોડું' નો પ્રાસ નવિન જ છે. પણ આથી અધિક વિવેચન વાંચકો વાસ્તે રહેવા દેવું ઘટે. –લેખક

૩

ઊડું અનંત ભણી તારકજૂથ તોડું ?
પાતાલ ઢૂંઢી, કંઈ રત્નવિચાર ખોદું ?
કે સિંધુ–ઉર્મિ લટી લાગણીપૂર છોડું ?

૪

પપ્પા મમ્મા તણું આવે, પૂર ત્યાં કૈંક કારમું.
શબ્દઝંકારથી મોહી, લગ્નનું થાય બારમું.

# સામાજિકક્રાન્તિ અને સાહિત્ય

ગુજરાતમાં સામાજિક ક્રાન્તિના ભણકારા વાગી રહ્યા છે. તેને માટે સૌથી વધારે જવાબદાર કોણ? ગુજરાતીઓનો માનસિક ખોરાક. ઇબ્સન અને શૉ, બર્ટ્રાન્ડ રસેલ અને જજ લીન્ડસેનાં પુસ્તકોનો અત્યારે યુવક યુવતીઓમાં કેટલો ફેલાવો છે તે તેમનાં રૂઢિચુસ્ત માબાપો જાણે છે?

એક ઘણા જ ધર્મનિષ્ઠ અને રૂઢિચુસ્ત ગૃહસ્થનો પુત્ર પિતાની સામે બેસી ગંભીરતાથી એક અંગ્રેજી પુસ્તક વાંચી રહ્યો હતો. પિતા 'પ્રભુમય જીવન' વાંચવામાં મશગુલ હતા, ત્યારે પુત્ર વાંચતો હતો 'ધી રિવોલ્ટ ઓફ યુથ.'

"તમારા ચિરંજીવીને પણ 'પ્રભુમય જીવન' વંચાવો" આગંતુકે કહ્યું. પિતાને અંગ્રેજી ભાષાનું જ્ઞાન ન હતું, એટલે કટાક્ષ સમજ્યા વિના જ તે બોલ્યાઃ 'અત્યારે તેનો અભ્યાસ કરવાનો સમય છે. માટે એ તો એમની અંગ્રેજી ચોપડીઓ વાંચે એ જ બરાબર છે.'

'અજ્ઞાનમાં રહેલાં સુખને ડહાપણ વાપરી વણસાડવું તે મુર્ખાઈ છે' એમ માની આગંતુકે મુંગા રહી ચાલવા માંડ્યું.

ઈબ્સનના પ્રખ્યાત નાટક "ડોલ્સ હાઉસ' ને વખાણનાર એક વૃદ્ધ સાક્ષર છે.

"અત્યારના જુવાનિયાઓ કુંટુંબજીવનનો નાશ કરવા નીકળ્યો છે," વગેરે વગેરે વાતો ઉકળી ઉકળી એક વખત તેઓ કરતા હતા.

"ત્યારે તમારો ઈબ્સન તેના 'ડોલ્સ હાઉસ'માં શું કહે છે? તેની નાયિકા પોતાના પતિ, બાળકો સર્વને મૂકીને નાસી જાય છે! કારણ તેને લાગે છે કે તેના જીવનમાં ખરો પ્રેમ નથી, રસ નથી. એને તમે કેમ વખાણો છો?" એક યુવકે પૂછયું.

'અરે યાર!' વૃદ્ધત્વને પણ સાક્ષરત્વથી ઢાંકી દેતાં તેમણે જવાબ આપ્યો: 'એ તો પ્રાશ્ચાત્ય કલામાં કરૂણાન્ત આવવો જોઇએ એવી પ્રણાલિકા હોવાથી ઈબ્સને એમ લખ્યું છે. આપણો પૂર્વનો કોઈ કલાકાર હોત તો નાયકનાયિકા છેવટે સંપસંપીને રહે છે તે પ્રમાણે બતાવત. ઈબ્સન પ્રેમ વિનાનું કુટુંબજીવન નાશ પામવા લાયક છે એમ કહેવા માગતો હોય એવું હું માનતો જ નથી. એ તો એણે કલાની જરૂરિયાત માટે એવો અંત આણ્યો છે.'

સાહિત્યને અને જીવનને કાંઈ જ સંબંધ નથી એવી આ માન્યતા આપણામાં નવી નથી. આપણે તો રૂઢિ પ્રમાણે ચાલ્યા કરવું. ન માનવાં શાસ્ત્રને કે ન ગણવું સાહિત્યને, એમાં જ આપણા વર્ણાશ્રમનું રક્ષણ છે.

આ વાત ખરી ન હોય તો આપણે 'સુણીમેયાર'ના કિસ્સાને કેવી રીતે વખાણી શકીએ? સુણીને આપણે આર્ય સન્નારી તરીકે બિલકુલ માન આપી શકીએ નહિ —આપતા પણ નથી. આપણે તો તેને એક મધ્યયુગની વાર્તાનાયિકા

તરીકે વખાણીએ છીએ. કેવી બહાદુર સ્ત્રી! કેટલી નિડર! ઈબ્સનના નાટકમાંથી જ જાણે ચાલી આવતી હોય તેવી નાયિકા! માતાપિતાએ અને સમાજે આપેલા પતિને તે પતિ માનતી જ નથી, પણ ગાંધર્વવિવાહથી જેની સાથે પ્રેમથી જોડાઈ છે તેને જ પતિ માનીને નિર્ભયતાથી રૂઢિનો સામનો કરે છે.

આવું આ જમાનાની કોઈ સ્ત્રી કરે તો? તો વળી શું? આપણા પત્રકારો અને નેતાઓ કાંઈ થોડા જ ઉંઘે છે? સમાજના સ્થાપિત હક્કો, નિયમો અને રૂઢિઓનું ઉલ્લંઘન કરનાઓની બરાબર ખબર લેવાઈ જાય.

સામાજિક ક્રાન્તિની ભાવના તો આપણા સાહિત્યમાં ઘણી જૂની છે. રામચંદ્રનું ચારિત્ર્ય જુઓ. પિતાએ ત્રણ સ્ત્રીઓ કરી. રામે જાનકીને તજ્યાં, છતાં એક પત્નીત્વના આદર્શને વળગી રહીને ફરીથી લગ્ન ન કરતાં યજ્ઞમાં સીતાની સોનાની મૂર્તિ પધરાવી. શબરીનાં એઠાં બોર ખાઈ જ્ઞાતિવ્યવસ્થાનો સામનો કર્યો; સમુદ્રયાન કર્યું; તારા અને મંદોદરીનાં પુનર્લગ્ન કરાવ્યાં. ઓખા, સુભદ્રા, રૂકિમણી વગેરે અનેક યુવતીઓએ માબાપ કે વડિલોની આજ્ઞા અને ઇચ્છા વિરુદ્ધ લગ્ન કર્યાં તેનાં આપણે આખ્યાનો સાંભળીએ છીએ.

મા છોકરીને લઈ ઓખાહરણ સાંભળવા જાય છે. શા માટે? તેમાં ભગવાનનું નામ આવે છે માટે. પણ તેમાં તો માબાપની ઇચ્છા વિરૂદ્ધ લગ્ન કરવાની વાત નથી આવતી?

અરે, તમે એ શી વાત કરો છો? ઘર હોય તેમાં બાથરૂમ પણ હોય અને દીવાનખાનું પણ હોય. આપણે મહેમાનને દીવાનખાનામાં બેસારીએ છીએ, બાથરૂમમાં નહિ

તે જ પ્રમાણે સાહિત્યમાંથી સાર ગ્રહણ કરવો, અસાર

નહિ. 'મહંત પુરુષ માખણુ ગ્રહે, ગ્રહે છતકીણુ છાશ', સાહિત્યની ગોળીમાં માખણુ કયું અને છાશ કઈ તે વિષેની માન્યતામાં હાલમાં સંપૂર્ણ પરિવર્તન થઈ ગયું છે. જેને જૂનો જમાનો છાશ માનતો હતો તેને અત્યારે માખણુ ગણવામાં આવે છે, અને જૂના માખણુનો અત્યારે છાશ જેટલો પણ ભાવ પૂછાતો નથી.

આપણે "બ્રહ્મહત્યાદિક પાપ ટળે" એ માટે નળાખ્યાન વાંચતા નથી, કે 'વ્યાધિ ને સપ્તજ્વર સમે' એટલા સારૂ ઓખાહરણનું પાન કરતા નથી. આપણે તો કવિતા તરીકે, સામાજિક પરિસ્થિતિ દર્શાવનાર તરીકે, જીવનસંદેશ આપનાર તરીકે સાહિત્યની તરફ જોઇએ છીએ.

વિચારમાં તેવું જ ઉચ્ચારમાં, અને ઉચ્ચારમાં તેવું જ આચારમાં હોવું જોઈએ, એવી કડક નીતિભાવના વર્તમાન ગાંધીયુગનું ફળ છે. તેના પરિણામે સમાજ, રાજ્યનીતિ વગેરે સંબંધી ભાવનાઓમાં મહાન પરિવર્તનો થઈ રહ્યાં છે. તો સાહિત્ય સંબંધી આપણી ભાવનાઓમાં પણ પરિવર્તન કેમ ન થાય?

આ ભાવનાપરિવર્તનનું એક ફલ અત્યારે એ દેખાય છે કે સાહિત્ય અને જીવનવચ્ચેનો—યુગયુગનો વિયોગ દૂર થવા લાગ્યો છે.

ગુજરાતનું ભવિષ્ય તેના યુવક યુવતીઓ ઘડશે; પણ એ યુવક યુવતીઓનું ભવિષ્ય તેમનો માનસિક ખોરાક ઘડે છે, તેથી—

વિભિન્ન વેદો સ્મૃતિઓ વિભિન્ન છે,
નથી ઋષિ કોઇ પ્રમાણભૂત જે;
ઉથાપતા એકનું સ્થાપ્યું જ્યાં બીજા

એવા આદર્શોની અથડામણના આ કટોકટીના કાળમાં
ણા પ્રાંતના યુવાન વાંચનારાઓએ સૈકા–જૂના છતાં
ા–નવીન બેકનની સલાહ સ્મરણમાં રાખવા યોગ્ય છે કે:
'માની લેવા ખાતર વાંચો નહિ; પરંતુ વાંચી, વિચારી
રી જાતે સ્વતંત્ર રીતે તુલના કરતાં શીખો.'

# શાશ્વતવિયોગી

મેઘદૂતનો યક્ષ પ્રિયતમાનો વિયોગી થઈ રામગિરિ પર જેમ તેમ દિવસો ગાળે છે અને મેઘની સાથે પત્નીને સંદેશો મોકલાવે છે કે " ચાર મહિના જેમ તેમ કાઢ. પછી આપણે તેનો ખંગ વાળી દઈશું '–પણ યક્ષદંપતિના આ ચિરઅભિલષિત સંયોગનું દર્શન કાળીદાસે આપણને તે પછી કરાવ્યું જ નથી.

ઓથેલો અને ડેઝડીમોનાના હોઠે આવેલું પ્રણય–રસનું પ્યાલું વિધાતા ઝુંટવી લે છે, ત્યારે રોમીઓ અને જુલીએટ તો હજુ પ્રેમરસના પાત્રને હાથમાં પકડવા જાય છે, ત્યાં જ તે જમીન પર ઢળી પડે છે. કુમુદ અને સરસ્વતીચંદ્ર પણ આવાં જ શાશ્વત વિયોગી છે. પ્રેમમાર્ગપ્રવાસી કલાપીએ લખ્યું છે:

મેં પ્રેમમાં તડફતાં મમ શાન્તિ ખોઈ,
આનંદની મધુર પાંખ ન ક્યાંઈ જોઈ,
હૈયું કહે જીવિત આમ જશે જ રોઈ,
શું લાણુ કાલ ધરશે, બસ એટલી જ ?

તેના નિરાશાપૂર્ણ જીવનમાં સંયોગનો પ્રસંગ આવે છે, પણ તે વિજળીના ચમકારા જેવો ક્ષણિક નિવડે છે. અંગ્રેજ

કવિનું વાક્ય No rest but the grave for the pilgrim of love આ ગુર્જર કવિના જીવનમાં જાણે ફલિત થતું દેખાય છે.

કાળીદાસે કહ્યું છે કે મરણુ જ પ્રકૃતિ છે અને જીવન તો વિકૃતિ છે. તેજ પ્રમાણે કહી શકાય કે વિયોગ એજ પ્રકૃતિનો નિયમ છે, અને સંયોગ એ તો અપવાદ છે. નિત્યવિયોગી, રસજોગી અને રસજોગણોથી ઉભરાતું જગતભરનું રસ–સાહિત્ય બુલંદ સૂરે આજ સત્ય ભાખે છે. ક્રૂર દૈવ પ્રેમ–પંથના પ્રવાસીઓને ખોટા માર્ગે દોરે છે, અને પોતાના જીવન–સાથીને શોધવા તેમને ફાંફાં મારતાં જોઈ તે ખડખડ હસે છે. ક્યારેક આ થાકેલાં પંથીઓ સિદ્ધિ મેળવે છે, પણુ કમળપત્ર પર જળબિન્દુ ટકે તેટલીવાર પણુ તેમનું સુખ ટકતું નથી. બાર બાર વર્ષના વનવાસ અને લંકાવાસ પછી સીતા રામચંદ્રજીનાં ફરીથી દર્શન કરે છે. પણુ ત્યાં તો તુરત જ આખરી વિયોગની અકારી પળ આવી પહોંચે છે. લગ્ન પછી તુર્તજ પતિ સાથે વનવાસી, ફરીથી એકલવાયાં વનવાસી અને છેલ્લે પૃથ્વી માતાની ગોદમાં લુપ્ત થઈ જતાં સીતાજી શાશ્વતવિયોગની મૂર્તિ જેવાં લાગે છે.

આ સાહિત્ય પર પોષાયેલાં શાળાપાઠશાળામાં અભ્યાસ કરતાં યુવકયુવતિઓ પોતાની જાતનું નાયકનાયિકા સાથે તાદાત્મ્ય સાધે છે, અને તેમની સંયોગની લાલસા અતિ તીવ્ર બને છે. સરસ્વતીચંદ્રને નહિ મળેલી કુમુદને મેળવવાનું સ્વપ્ન સરખેજનો બ્રાહ્મણયુવક શ્રીધર ગુજરાત કૉલેજની હોસ્ટેલમાં બેઠો-બેઠો રાતદિન સેવે છે! પણુ અંતે તેને વળગાડવામાં આવે છે. વટવાની બ્રાહ્મણી "નરબદા." આ નણુને નર્મદાનું શુદ્ધ નામ આપી અથવા નંદકિશોરી કે એવું જ કાંઇક કલ્પિત

પોતાને રસિક લાગતું નામ બક્ષી શ્રીધર તેને મા, ભૂ, પા શીખવવા કટિબદ્ધ થાય છે. છૂટે નહિ તેને સુધારી લેવાનો તે કઠોર નિશ્ચય કરે છે. નર્મદા પણ વિદૂષી બનશે એમ તે પોતાના મનને દિવસમાં દસ વખત દિલાસો આપે છે. પણ ત્યાં તો પુસ્તકને બદલે ન્હાના બટુકના મુખમાંથી મા, ભૂ, પા શબ્દો નીકળી પડે છે, અને પેલી ચોપડીના બટુકની બાએ શીખવાના શબ્દો ચોપડીમાં જ રહી જાય છે.

આભામયી તેના પિતાની એકની એક પુત્રી છે. બી. એ. ના બીજા વર્ષમાં અભ્યાસ કરી રહી છે. ન્હાનાલાલ કવિની અભ્યાસી અને પ્રશંસક છે. પ્રેમચાતકી કાન્તિકુમારનો જ જાણે અવતાર. અને પિતા પણ છે સુધારક. છોકરીઓ પોતાની પસંદગીથી જ પરણે એમ તે દૃઢતાપૂર્વક માને છે અને તેથી આભાને કહે છે:

" વડનગરા નાગર ગૃહસ્થમાંથી ગમે તેની સાથે લગ્ન કરવાની તને છૂટ છે." છ સાત " મૂરતિયા " ના વિશાળ ક્ષેત્રમાંથી આભાને પસંદ કરવાનું છે. તેમાંથી એક ગાંડા જેવો છે અને બીજો વૃદ્ધ છે તેને બાદ કરીને બાકીનામાંથી તે પસંદ કરે છે મુંબઈમાં વેપાર ખેડી રહેલ વીણાવિહારીને. પણ વિહારી તો નીકળી આવે છે પ્રમાદધનનો જ અવતાર.

આમ સાહિત્યજગતની માફક વાસ્તવિક જગત પણ વિયોગીઓથી જ ઉભરાય છે. કદાચ અકસ્માત કોઇ પ્રેમી યુગલનો મેળાપ થઇ જાય છે, પણ તે સમાગમ—

ભાંગેલાં વહાણના કોઈ, મહાસાગરની મહીં,
પાટીયાં મળતાં ભેગાં, અને તુર્ત છુટાં થતાં:

એવો જ થાય છે. ત્યારે આ ચિરવિયોગરૂપી મહાન વ્યાધિનો

ઉપાય શો ? થોડો પણ સંયોગ અનુભવ્યો છે તેમના માટે તો ટેનીસન કહે છે તેજ બસ છેઃ

It is better to have loved and lost
Than never to have loved at all.

'માણ્યું તેનું સ્મરણ કરવું, એ ય છે એક લ્હાણું.' (કલાપી)

સુખી જીવનનાં સ્વપ્નાં સાચવી રાખવાં. અને બીજાઓને માટે જ જાણે શોપનહોર કહે છે કે સુખનો આધાર આત્મા સિવાય અન્ય સ્થળે રાખવાથી જ દુઃખ થાય છે, માટે કોઈ અન્ય વ્યક્તિના ઉપર આધાર રાખવાને બદલે આત્માનંદમાં જ નિમગ્ન રહેવું અને મીરાંબાઇની સાથે ગાવું—

મુખડું મેં જોયું તારૂં, આ જગતડું થયું ખારૂં,
મન મારૂં રહ્યું ન્યારૂં રેઃ
મોહન તારા મુખડાની માયા લાગી રે.

# કરાંચી સાહિત્યપરિષદસંમેલન

'કરાંચી સાહિત્ય પરિષદ સંમેલન સફળ થયું કે નિષ્ફળ?' એ પ્રશ્ન ઘણા પૂછે છે. પરિષદ ભરાતાં પહેલાં બે પ્રશ્નો હતાઃ અંદરના કુસંપનો અંત આણવો અને પ્રમુખની ચૂંટણી. તે બન્નેમાં તો સંમેલન સફળ થયું ગણાય.

## પ્રમુખની વરણી

કરાંચીના સર્વપક્ષો એક થઈ ગયા; પછી ભલેને તે એકતા કેટલાક કહે છે તે પ્રમાણે થોડા સમય માટેની જ હોય. અને તેમણે શ્રી. મુનશીને પ્રમુખ તરીકે પસંદ કર્યા તે પણ યોગ્ય જ થયું હોય એમ લાગે છે. કરાંચીવાસી ગુજરાતીઓનો મોટો ભાગ સાહિત્ય સાથે સીધો સંબંધ નહિ ધરાવતા વેપારીઓનો છે. મુંબઈ સરકારના ગૃહસચિવ ઓન. શ્રી. મુનશી જેવા પ્રતિષ્ઠિત ગુજરાતીનો સત્કાર કરતાં તેઓ સ્વભાવિક રીતે જ ઉત્સાહપૂર્ણ દેખાતા હતા.

પરંતુ આજ કારણથી આખી પરિષદમાં શ્રી. મુનશી સાહિત્યકારને બદલે રાજકીય પુરુષ તરીકે જ દેખાયા. કરાંચીની મ્યુનિસિપાલીટીએ શ્રી. મુનશીને માનપત્ર આપ્યું, કરાંચી જીલ્લા

મહાસભા સમિતિ પાસે તેમણે ભાષણ આપ્યું. તેમના માનમાં સમારંભો ને પાર્ટીઓ ગોઠવાઇ: પણ એ સર્વમાં સાહિત્યકાર મુનશીનાં દર્શન થતાં ન હતાં. આ દર્શન તો શ્રી. મુનશીના પરિષદના અંતે કરેલા ભાષણમાં થયું. આખા સંમેલનનું સારામાં સારૂં ભાષણ એક દૃષ્ટિએ આને કહી શકાય. તેમાં શ્રી. મુનશીએ નિખાલસતાથી પોતાના સાહિત્યજીવનની કથા, —તેની સફળતાઓ અને નિષ્ફળતાઓ દર્શાવી.

## શ્રી. મુનશી સાહિત્યકાર બન્યા

પોતે નાનપણથી જ અંગ્રેજીમાં લખતા. કારણ પિતાની તો ઇચ્છા હતી કે શ્રી. મુનશીને આઇ. સી. એસ. માટે તૈયાર કરવા. છેવટે 'ગુજરાતી'ના મદદનીશ તંત્રી શ્રી.અંબાલાલ જાનીની નજર અસીલ વગરના વકીલ શ્રી. મુનશી પર પડી અને તેમને 'ગુજરાતી'માં ચાલુ વાર્તા લખવાનું સૂચવ્યું. અઠવાડિયે ત્રણેક કોલમ લખી કોલમ દીઠ બાર આના પ્રમાણે મળતા મહેનતાણામાંથી શ્રી. મુનશીએ દુધઅળતણનું ખર્ચ કાઢવા માંડયું. ત્યારપછી તો શ્રી. મુનશી માત્ર સાહિત્યના જ નહિ પણ સર્વ ક્ષેત્રોમાં અસાધારણ સફળતા પામ્યા.

'ગુજરાતી'માં આવેલી 'વેરની વસુલાત' નામની પ્રથમ નવલકથાએ શ્રી. મુનશીને ખાત્રી કરાવી આપી કે ઘણા પ્રયત્નના અંતે પણ તે અંગ્રેજીમાં નહોતા લખી શકતા તેવું સંતોષકારક માતૃભાષામાં લખી શકાતું હતું. એટલે પછીથી તેમણે મોટે ભાગે ગુજરાતીમાં જ લખ્યું છે. ડુમાની અસર પોતાના પર છે અને વ્યાકરણજોડણીના દોષો છે એ પણ તેમણે સ્વીકારી લીધું.

કરાંચીના એક વેપારીએ મને પૂછ્યું હતું: "હેં ભાઇ! આ બધી છાપેલી ચોપડીઓ વાંચી જાય છે અને એ વળી

બધાને વહેંચાય છે તો પછી વાંચતા શા માટે હશે?" સરળ ભાવે પૂછેલા આ પ્રશ્નમાં વંચાતાં સર્વ ભાષણો ઉપર કેવો સચોટ અને સાચો કટાક્ષ છે?

સ્વાગતપ્રમુખ, પ્રમુખ અને વિભાગી પ્રમુખોનાં છાપેલાં ભાષણો વંચાયાં. શ્રી. નરહરિ પરીખ કરાંચી આવેલા પણ માંદા પડી જવાથી તેમનું ભાષણ ન વંચાયું અને શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રી આવ્યા જ ન હતા છતાં વિભાગી પ્રમુખ તરીકે તેમનું ભાષણ વંચાયું હતું તેમ સાંભળ્યું છે. તો પછી વિજ્ઞાન વિભાગના પ્રમુખ શ્રી. યાજ્ઞિકે આવી શકવાની અશક્તિને લીધે ના કહી તે ભૂલ જ કરીને?

**'ખેંચ પકડ મુઝે...'**

ભાષણો ઉપરાંત ઠરાવો હતા. તેમાં મુખ્ય બંધારણના સુધારાનો અને લીપિ સુધારણાનો ગણાવા જોઈએ. વિરોધ કરવામાં આવે છે ત્યારે જ પ્રતિપક્ષીને મઝા પડે છે. "ખેંચ પકડ મુઝે જોર આતા હૈ." પરિષદના સંચાલકોએ ઢીલું મૂકી દીધું એટલે અમદાવાદમાં વિરોધ કરનારામાંથી કોઇ કરાંચીમાં દેખાય જ નહિ.

શ્રી. ઉમાશંકર જોષી, સુંદરમ્ અને શ્રી. ચમનલાલ ચકુભાઈને મહાત્માજીએ અમદાવાદમાં સુધારા સૂચવવા માટે નીમ્યા હતા. તેમની સૂચનાઓને શ્રી. મુનશીએ વાંચી અને તેમાંથી કેટલીક સ્વીકારાઇ; અથવા વધારે સાચી રીતે એમ કહેવું જોઇએ કે કેટલી સ્વીકારાઇ તે તો આ ભાઇઓ કહે તે પછી જ કહી શકાય.

શ્રી. મુનશીને પરિષદ ભરાઈ તે જ વખતે બરાબર પચાસ વર્ષ થયાં. મારવાડના રણમાંથી ગાડી પસાર થઇ ત્યારે જ તે

વનમાં પેઠા. આ સુયોગનું સ્મરણ રાખવા માટે પારષદે ઠરાવ કર્યો. તેમાં અભિનંદન આપવાના ઉત્તરાર્ધ સાથે સંમતિ દર્શાવી સ્મારકના પૂર્વાર્ધ ઉપર શ્રી. ભદ્રશંકર ભટ્ટે સુધારો મૂક્યો. પણ અવેજી પ્રમુખ ડો. હરિપ્રસાદ દેસાઇએ તે કાનુનબહાર ઠરાવ્યો. શ્રી. મુનશી સામે અંગત રીતે કાંઇ પણ વિરોધ ન હોવા છતાં, અને તેમની તરફ પ્રતિભાશાળી લેખક અને મહાન ગુજરાતી તરીકે સંપૂર્ણ માન હોવા છતાં, આવો ઠરાવ અયોગ્ય હતો એમ કેટલાકને લાગ્યું હતું.

## પરિષદનું અધોબિંદુ

સંમેલનની બેઠકો ઉપરાંત રંજનકાર્યક્રમની વ્યવસ્થા હતી. પ્રેમાનંદના મામેરાને કરાંચીની ગુજરાતી બાળાઓએ નાટકના સ્વરૂપમાં ઘણું આકર્ષક રીતે રજુ કર્યું. બીજે દિવસે ત્યાંની શારદામંદિર હાઇસ્કુલના વિદ્યાર્થીઓએ વિવિધ રસિક કાર્યક્રમ ભજવી બતાવ્યો.

ત્રીજે દિવસે કવિઓનો મુશાયરો હતો. તેમાં જામનગરના રાજકવિ માવદાનજીએ સ્વ. રણજીતસિંહના 'ક્રીકટ ખેલન' ઉપર કાવ્ય ગાયું તે આખા સમારંભનું અધોબિંદુ ગણાય, જેમ શ્રી. મુનશીનું અંતિમ ભાષણ તેનું શિરોબિંદુ ગણાય. આ કાવ્ય લાઠી પરિષદ વખતે ગવાયું હતું ત્યારે તેની સામે વિરોધ કરવામાં આવ્યો હતો અને સાંભળ્યું છે કે આ રાજકવિને બેસી જવું પડયું હતું.

કરાંચીની મોટા ભાગની વસ્તીના લોકો જામનગર રાજ્યના વતનીઓ છે એટલે કદાચ આ રાજકવિએ ત્યાં પોતાની કરામત અજમાવવાનું યોગ્ય ધાર્યું હશે.

## સ્તુતિ કે વ્યાજસ્તુતિ ?

રણજીતની સ્તુતિ ક્રિકેટર તરીકે કરવામાં આવે છે કારણ કે બીજા રાજાઓ રણના જીતનાર હતા પણ આ તો રનનો જીતનાર હતો, એમાં સ્તુતિ છે કે વ્યાજસ્તુતિ? જામ છત્રસાલે અકબર જેવા મહાન બાદશાહની સામે લડાઇ કરી હતી, ત્યારે તેના વંશજે પરદેશી રમતમાં ઉતરીને પરસંસ્કૃતિના ઉપાસક તરીકેજ રાજ્યગાદી મેળવી.

પણ આના કરતાં તો જુનાગઢના નવાબશ્રીએ કુતરાકુતરીનાં લગ્ન કર્યાં હતાં તે પ્રસંગ મહાન હતો. અંગ્રેજોની ક્રિકેટપૂજા કરતાં શ્વાનભક્તિ કાંઇ ઉતરતી નથી. એટલે કન્યાદાન કરતાં શુનિદાનનો મહિમા વધારે ગણાવો જોઇએ. શ્રી. માવદાનજી જેવાઓને ભવિષ્યમાં કોઈ વખત કામ લાગે એટલા માટે આ યાદગાર પ્રસંગને ભૂલાઈ જતો અટકાવવા માટે એકવાર રચાયેલી કવિતાથી કરાંચીનાં આ સ્મરણો પૂરાં કરીશ.

બાજત મૃદંગ ચંગ,
ગાવત ગીતાં અભંગ;
જામત અદ્‌ભુત રંગ,
વ્યંગ કોણ વરણે ?
ધમકત પડઘમ અપાર,
તોપ બાર વારવાર;
મહારાજ શ્વાનરાજ,
વિરંચીજી પરણે.
કુંવરો પરણ્યા અનેક,
કુંવરીનો નહિ છેક;
નેક, ટેક ને વિવેક,

એક અહીં જોયો.
અહલ્યા શલ્યાની કીધ,
રાજનકી એહી બીધ;
વરરાજા શ્વાન કીધ,
પશુજન્મ ખોયો.
મોતીહાર ગરદનમેં,
અત્તર છે મરદનમેં;
બરતનમેં દૂધ,
બૂટ મોજાં શરદમેં.
ગરજનમેં જોર ઓર,
ચોર કદિ શંકે તો;
અંકે મહારાજ તણા,
નિદ્રે નિઃશંકે.
કન્યા છે ઉચ્ચકૂળ,
કરવું પડશે કબૂલ;
હોય કદી ભૂલ તો આ,
ડૂલ શીશ કરવું.
બડેજા નવાબ તણી,
શુનીમણિ મણિ નામ;
ગણી છે તે યોગ્ય,
કહો પછી છે શું ભણવું ?
કહે કવિ ' બારદાન ',
સુણો થઈ સાવધાન;
જ્ઞાનવાન, વિત્તવાન,
સહુ ભલે પરણે.

કિંતુ હેવાન શ્વાન,
બને જદી ભાગ્યવાન;
તેના ગુણગાન;
કવિ વિદ્વાનો વરણે.

હવે પછીની પરિષદ કચ્છમાં જવાની છે તે વખતે સર્વે લોકકવિવરો, અને લોક ગાયકગણો આ કવિતાનો સંપૂર્ણ છૂટથી ઉપયોગ કરી શકશે એવું જાહેર કરવાની રજા મને કવિ શ્રી. 'માવદાનજી' એ આપી છે.

એક દષ્ટિએ લેખકના ત્રણ વિભાગ પાડી શકાય. કેટલાકની પાસે અમુક વિચાર છે. તેમને લાગે છે કે તેઓ જો પોતાના વિચારો મગજમાં જ રાખીને મરી જશે તો જગતને મહાહાનિ થશે. આવા કારણથી લખનારા લેખકોને પ્રથમ પંક્તિના અથવા સાત્ત્વિક લેખકો કહી શકાય. બીજા પ્રકારના લેખકોના વિચારો મગજમાં નથી રહેતા પણ હૃદયમાં રહે છે. તેમનાથી લખ્યા વિના રહેવાતું જ નથી. જેમ માંદો માણસ દુ:ખથી ચીસો પાડે છે અને એ રીતે દુઃખ ઓછું થતું અનુભવે છે તેવી રીતે આ જાતના લેખકને પોતાના હૃદયનું "દર્દ" રોવામાં એક પ્રકારની મુક્તિનો અનુભવ થાય છે. જેમ વિશ્વાસપાત્ર મનુષ્ય પાસે હૃદયની વ્યથા કહેવાથી શાન્તિનો અનુભવ થાય છે, તેમ આ પ્રકારના લેખકોને પોતાના હૃદયની લાગણી પ્રજા સમક્ષ મૂકવાથી આશ્વાસન મળે છે. આ જાતના લેખકોનો ઉદ્દેશ પ્રજાની જ્ઞાનપિપાસા છીપવવાનો અથવા પ્રજાને માર્ગદર્શક થવાનો હોતો નથી, પણ પોતાની મુક્તિ સાધવાનો હોય છે. તેમને રાજસી વર્ગના ગણી શકાય. કલાપી આ

વર્ગના લેખકનું ઉત્તમ ઉદાહરણ છે. તે એક પત્રમાં કાન્તને લખે છે: "મ્હારી કવિતા અન્યને માટે નહિ પણ મ્હારે માટે જ લખાય છે. જેવું લખતાં મને સુખ થાય છે તેવું હું લખું છું. કવિતા મને નિઃશ્વાસ કે અશ્રુના જેવી છે. તે જ્યારે આવે છે ત્યારે જ નીકળી જાય છે, અને જેવી આવી તેવી નીકળી જાય છે." ત્યારે કેટલાક માણસો એવા હોય છે, અને દુર્ભાગ્યે તેમનો વર્ગ સૌ કરતાં મોટો છે—જે લખવાની ખાતર જ લખે છે. તેમનો લખવાનો ઉદ્દેશ પોતાની કીર્તિની, દ્રવ્યની કે એવી જ કોઇ પાર્થિવ ભૂખ ભાંગવી એવો હોય છે. આ જાતના લેખકને તામસી વર્ગનો કહીએ તો ખોટું નથી.

વળી એક બીજા દૃષ્ટિબિંદુથી પણ લેખકોના ત્રણ વિભાગ પાડી શકાય. કેટલાક લેખકોએ લખતાં પહેલાં વિચારો કરી મૂક્યા હોય છે, કેટલાક લખતાં લખતાં વિચાર કરે છે, ત્યારે બાકીનો મોટો ભાગ લખવા માટે વિચાર કરવાની જરૂર જોતો જ નથી.

જે મોટા ભાગના લખનારાઓ વિચાર કરતા જ નથી તેમના વિષે પ્રથમ વિચાર કરીએ. તેઓમાંના કેટલાક પોતે વાંચેલું કે સાંભળેલું યાદ આવે તેટલું જેમ તેમ લખી નાખે છે. લોકસાહિત્યનો સંગ્રહ કરનારાઓનો આ વર્ગમાં પહેલો દરજ્જો આવે. જેઓ લોકગીતો અને લોકવાર્તાઓનો સંગ્રહ લોકોમાં પ્રચલિત ભાષામાં કરે છે તે સાહિત્યની સારી સેવા બજાવે છે.

વિચાર કર્યા વિના લખનારાઓમાં ઘણાખરા સાહિત્યના સંગ્રાહકોનો પણ સમાવેશ થાય છે. સંગ્રાહકોને ખાસ સ્વતંત્ર વિચાર કરવાની ઘણીખરી વખત જરૂર પડતી નથી, પણ

તેમણે માત્ર સ્મૃતિપર જ આધાર રાખવો એ જોખમકારક છે. જ્યાં જ્યાં બની શકે ત્યાં મૂળની સાથે સરખાવવાનું તેમણે ચૂકવું જોઈએ નહિ. તેજ પ્રમાણે અવતરણો આપવાના સંબંધમાં પણ કહી શકાય. અવતરણો આપતી વખતે મૂળની સાથે સરખાવવું જોઈએ, એવું ઘણા થોડા માને છે. પણ તેને લીધે વારંવાર ગંભીર ભૂલો થાય છે. તેનો એક જ દાખલો અહીં આપીશ. ગુજરાતમાં અત્યંત રસપૂર્વક વંચાતી "આત્મકથા" માં પૂજ્ય ગાંધીજીએ લખ્યું છે:

"આજ દિવસોમાં નર્મદનું નીચલું કાવ્ય નિશાળમાં ગવાતું:

અંગ્રેજો રાજ કરે, દેશી રહે દબાઈ,
દેશી રહે દબાઇ જોને એનાં શરીર ભાઈ,
પેલો પાંચ હાથ પૂરો; પૂરો માંસ સેવે,"

(નવજીવન, તા. ૧૦ જાન્યુઆરી, ૧૯૨૬)

આ કાવ્ય નર્મદનું નહિ પણ નવલરામનું છે અને તે આ પ્રમાણે છે:

"ઇંગ્રેજો રાજ કરે દેશી રહે દબાઈ!
એમાં શી નવાઈ? જોને એનાં શરીર ભાઈ!
પેલો પાંચ હાથ પૂરો, પુરો પાંચસેંને
પડે એવો હૃષ્ટપુષ્ટ નજર ન્યાળી લેને."

(બાળલગ્ન બત્રીશી-ગરબી ૨૩ મી)*

---

* આ લખાયા પછી 'આત્મકથા' પુસ્તકાકારે છપાઈ છે અને તેમાં ત્રીજી લીટી નીચે પ્રમાણે છે:

પેલો પાંચ હાથ પૂરો, પૂરો પાંચસેંને.

પણ 'માંસસેવે' એ ખોટા શબ્દોને બદલે આ પ્રમાણે મૂળ

ગ્રંથાવલોકનમાં વધારેમાં વધારે વિચાર કરવાની જરૂર પડે, પણ આશ્ચર્યની વાત છે કે, આપણા મોટા ભાગના કહેવાતા અવલોકનકારોનો સમાવેશ અવિચારી લેખકોમાં થાય છે. આવો લેખક એકાદ પુસ્તક અવલોકન માટે લે છે અને તેના કેટલાક ભાગનો સાર પ્રથમ આપી દે છે; જ્યાં સાર નથી આપતો ત્યાં અવતરણો આપીને પોતાની જાતને કૃતકૃત્ય માને છે. આને

---

શબ્દો મૂકવાથી, એક મુશ્કેલી દૂર કરવા જતા બે ઉત્પન્ન થાય છે. કહેવત તો એવી છે કે:

He who lies to hide a fault,
Turns a single fault to two.

પણ અહીં તો એક ભૂલ સુધારવા જતાં બે ભૂલો થાય છે.

(૧) આ પંક્તિઓમાં માંસભક્ષણ વિષે એક શબ્દ પણ નથી, છતાં માંસાહારના વિચારને ટેકો આપનાર તરીકે તે મૂકવામાં આવી છે, જેથી સંબંધની મુશ્કેલી ઉભી થાય છે.

(૨) અને 'પડે એવો રૂષ્ટપુષ્ટ નજર ન્યાળી લેને' જેથી વાક્ય પૂરૂં થાય છે તે ચોથી લીટી વિના અર્થની મુશ્કેલી પડે છે.

વળી, 'છિદ્રેષ્વનર્થા બહુલી ભવન્તિ' એ કહેવત પોતાનો ભાવ ભજવંતી હોય તેમ ઈંગ્રેજી 'આત્મકથા'માં તો મૂળના ખોટા અવતરણનું જ ભાષાન્તર આપવામાં આપ્યું છે.

'A doggerel of Narmad's was in vogue amongst us school boys, as follows—

Behold tho mighty Englishman.
He rules the Iudian small:
B:bause being a meat—eater,
He is five cubits tall.

All this had its cffect on me.'

પણ ચડી જાય એવા પ્રસ્તાવના અને અનુક્રમણિકા, તેમજ હોય ત્યાં સૂચિપત્ર વાંચી અવલોકન લખનારા પડયા છે. પણ આ બંનેને વિસરાવી દે તેવો નવો વિવેચનસંપ્રદાય હમણા હમણા આપણા પ્રાંતમાં ઊભો થયો છે. તેમાં વિવેચનનું પુસ્તક હાથમાં લેવાની પણ જરૂર માનવામાં આવતી નથી. પુસ્તકનું નામ જાણી વિષય તથા લખનાર વિષે બેચાર સારા નરસા, મોટાભાગે નરસા શબ્દો લખ્યા એટલે બસ અવલોકનાચાર્ય બની ગયા એમ આ સંપ્રદાયનું માનવું લાગે છે. વિચાર નહિ કરનાર વર્ગનો સૌથી અધમ અને તિરસ્કરણીય લેખક પારકા વિચારોને જ્યાં ત્યાંથી ચોરી લાવી પોતાના તરીકે ખપાવવાનો ડોળ કરનાર છે. આનો એક પેટા સંપ્રદાય છે, તેને ચંદરવા સંપ્રદાય કહી શકાય. એ સંપ્રદાયના અનુયાયીઓ મોટી મોટી અવતરણ પોથીઓ રાખે છે, અને વાંચતાં વાંચતાં જે કાંઇ પોતાને ઠીક લાગે તે તેમાં ટપકાવી લે છે. ચાર છ મહિને જ્યારે એકાદ લેખ જેટલી સામગ્રી ભેગી થાય છે ત્યારે તેઓ એકાદ લેખ જોડી કાઢે છે. બ્રાઉનીંગની કવિતા, ઉપનિષદ્‌ની વાર્ત્તા, ગાંધીજીનું ભાષણ, એવાં હરકોઈ જૂદી જૂદી ભાષાનાં અવતરણોને સ્થળ કાળની સર્વ મર્યાદાઓ ઓળંગાવી આવા લેખકો એકાદ ભવ્યભીષણ નામ નીચે કોઇ બુભુક્ષિત માસિકના પેટમાં સેરવી દે છે. આવી જાતના લેખો અને પુસ્તકોનો આપણે ત્યાં તોટો નથી. આવાં લખાણોમાં કાંઈ જ સુસંગતતા હોતી નથી, એ તેમની અધમતામાં વધારો કરનાર અવગુણ છે.

લખતાં લખતાં વિચાર કરનાર લેખકોમાં ઘણાખરાનો સમાવેશ વૃત્તિવિવેચકોમાં થાય છે. તેઓ એક બનાવ લઈ તેનાપર વિચાર કરવા બેસે છે અને તે વિષે ફાવે તેમ બે ચાર

કોલમો લખી નાંખે છે. લખતાં લખતાં વિચાર કરનારનો બીજોવર્ગ ચર્ચાકારોનો છે. તેઓ લખવા બેસે છે ત્યારે કોઈ બાબત વિષે વિચાર કરતા નથી, પણ તેના વિષે કોઈ બીજાએ શું કહ્યું છે તેનો વિચાર કરે છે. આમ હોવાથી ઘણી વખત ઉત્તમ લેખકો પણ જોઇએ તેવું સારૂં પરિણામ લાવી શકતા નથી, કારણ તેમની બુદ્ધિ પહેલેથી જ બંધાઈ ગયેલી હોય છે. શિઘ્ર કવિઓનો પણ આ વર્ગમાં જ સમાવેશ કરી શકાય. કારણ પહેલાં પ્રબલ અંતઃક્ષોભ થાય અને પછી જ સાચી કવિતા તો લખાય. અંતઃક્ષોભ વિના વિચાર કરી કરીને લખાતી કવિતા વારંવાર આવી બને—

શ્રી સયાજીરાજ, મનુ મંત્રીવર,
મહાજન, મંડલ રક્ષિત
કલાભુવન, જ્ઞાનમંજુષાને
રસાયણી અલેમ્બિક.
તુજ એ કીર્તિ સ્થંભે આજ
સુણજે વટપુર વિરહ અવાજ.

(પ્રોફેસર ગજ્જરને સમર્પણ : લલિત.
બુદ્ધિપ્રકાશ, જુલાઈ ૧૯૨૦)

જેમની પાસે વિચારો તૈયાર છે એવા જૂજ ઉત્તમ લેખકોને લખતાં કાંઈ જ મુશ્કેલી પડતી નથી; અને એવા લેકોનાં લખાણો જ પ્રજામાં આદર પામે છે અને ચિરંજીવી થઈ શકે છે. આપણા જમાનામાં આવા લેખક પૂજ્ય ગાંધીજી છે.

'**શું** લખવું ?' તેના જેટલું જ 'કેમ લખવું ?' તે જાણવું પણ ઉપયોગી છે. બે માણસના વિચારો જેમ સરખા હોતા નથી તેમ તેમની તે દર્શાવવાની ઢબ પણ સરખી હોતી

નથી. છતાં ઘણીવાર આપણે જોઈએ છીએ કે અનેક ઉછરતા લેખકો કોઇ મોટા લેખકની ઢબનું અનુકરણ કરે છે. ભવ્યવિચારો ભવ્ય ભાષાશૈલિમાં મૂકાએલા જોઈ શિખાઉ લેખક આવી ભાષાશૈલી વાપરવાનો પ્રયાસ કરે છે. તે એમ માનતો લાગે છે કે પોતાના સામાન્ય વિચારો ઊંચી ભાષામાં મૂકવાથી ઊંચા જેવા લાગશે. આ ઉદ્દેશથી જ કોઈ કોઇ તો વળી જેમ બને તેમ અઘરી ભાષા વાપરવાનો પ્રયત્ન કરે છે. કેટલાક વળી એમ ધારતા લાગે છે કે ક્ષુદ્ર વિચારોને ઊંચી ભાષામાં દર્શાવવાથી તેમને મહત્તા પ્રાપ્ત થાય છે. આવાં દૃષ્ટાંતો બોટાદકરમાંથી સહેલાઇથી મળી આવશે. જેમણે—

પરબને પ્રપા અને પારણાને પ્રેંખ કહી,<br>
પરિચિત પદાર્થોની પામરતા હરી છે.

પણ ખરી વાત તેથી ઉલટી જ છે. ખરો લેખક પોતાના ઊંચા વિચારો હમેશાં સહેલી ભાષામાં મૂકવાનો પ્રયાસ કરે છે, કારણ કે તે જાણે છે કે જો વિષયની મુશ્કેલીમાં ભાષાની મુશ્કેલી ઉમેરવામાં આવે તો તેના વાંચનારાઓની સંખ્યામાં ઘટાડો જ થવાનો.

અઘરૂં લખનાર લેખકોની શૈલીને આપણી ઘરગથ્થુ કહેવત "મનમાં પરણ્યા ને મનમાં રાંડયા" બરાબર લાગુ પડે છે. આ જાતના 'સ્વાનુભવરસિકો' કેમ જાણે આત્મસંભાષણ કરતા હોય, અથવા બડબડતા વિચાર કરતા હોય તેવું લખે છે. તેઓ એવા શબ્દો વાપરે છે, એવા અનુભવો દર્શાવે છે અને એવું અધુરૂં અધુરૂં લખે છે કે તેમના વિચાર તેઓ પોતેજ જાણેઃ તેમનું મન જેણે પૂરેપૂરૂં જાણ્યું નથી, તેમના પરિચયમાં

જે પૂરેપૂરો આવ્યો નથી, એવો મહાવિદ્વાન વાચક પણ તેમાંથી કાંઇ જ સમજી શકે નહિ.

"મારા પતિના અક્ષર તો મારા પતિ જ વાંચી શકે," એમ બોલનાર સ્રીને જેમ તેની સખીએ કહ્યું હતું, "મારા પતિ તો પોતાનું લખેલું પોતે પણ વાંચી શકતા નથી," તેવી રીતે પોતાના વિચારો પોતે જ સમજે એવું લખનારથી પણ ચડી જાય એવા પોતાનું લખેલું પોતે પણ ન સમજે એવા લેખકોયે હોય છે ખરા. આમાંના કેટલાક એમ માને છે કે ન સમજાય એવું લખવામાં લેખકની મહત્તા છે. ખરી વાત છે કે મહાન વિચારકોના લેખો નાળીએરના જેવા હોય છે: જેમ નાળીએરની ઉપરનો ભાગ અતિશય સખત અને રૂક્ષ હોય છે તેમ આવા લેખો વાંચીને સમજતાં મુસ્કેલી પડે છે. પણ જેમ નાળીએરનાં છોડાં ને કાચલી દૂર કરતાં અંદરથી રસદાર અને પુષ્ટિકારક કોપરૂં નીકળે છે તેવી રીતે આવા લેખો સમજ્યા પછી અંદરથી રસયુક્ત અને જીવનને પોષણ આપનાર વિચારો મળી આવે છે. પણ વિચારરહિત અઘરી ભાષામાં લખાએલા લેખોને તો કાળમીંઢ પત્થર કહી શકાય, કે જેના મહામહેનતે ટુકડે ટુકડા કરી નાખીએ તો પણ અંદરથી દાંત તોડી નાખે એવા પત્થર સિવાય કાંઈ જ નીકળતું નથી.

કેટલાકો ગમે તેવું અર્થહીન લખી ના ખે છે અને એમ ધારે છે કે પૃથ્વી વિશાળ છે અને કાલને મર્યાદા નથી તેથી કદાચ કોઈને કોઈ એવો મળી આવશે કે જે અમારા લખાણમાંથી કાંઈક ચમત્કારી અર્થ શોધી કાઢશે. આપણા સાહિત્યમાં કમનસીબે આ છેલ્લા પ્રકારના લેખકો થોડા નથી. તેવાં લખાં-

ઓમાંથી દાખલા આપવામાં ઉપર દર્શાવ્યો તેવો ભય રહેલો છે. માટે તે આપવાનું સાહસ નથી કરતો; પણ તે સર્વને એટલી જ વિનંતી કે—

લખો ના તો કંઈ રોગ, પાપ, દંડ થતો નથી;
સાક્ષાત્ મૃત્યુમુખે તો'યે કાં પડો ક્ષુદ્ર લેખથી?

## સબરસ સત્યાગ્રહ

દરેક હિલચાલને ફતેહમંદ થતાં ચાર તબક્કામાંથી પસાર થવું પડે છે—બેદરકારી, ઉપહાસ, વિરોધ અને સ્વીકાર. સબરસસત્યાગ્રહની હિલચાલ પણ આપણને આજકાલ એજ બતાવી રહેલ છે. શરૂઆતમાં તો સરકારે અને તેના ખાંધીયા અંગ્રેજી પત્રોએ કહેવા માંડયું કે એ તો ધતિંગ છે. એમાં કાંઈ ધ્યાન આપવા જેવું નથી. અંગ્રેજી પત્રો કહે અમે જાહેરાત કરીશું નહિ, અને સરકારે પણ બેદરકાર રહેવાનો નિશ્ચય કર્યો. પણ હિલચાલ તો આખા દેશમાં પ્રસરવા લાગી એટલે દુશ્મનોએ મશ્કરી કરવા માંડી. 'દાંડીના કિનારે મહાત્માજી સ્વરાજ્ય લેવા જાય છે' વગેરે મથાળાંઓ 'ટાઈમ્સ' જેવા પત્રોએ કરવા માંડયા. પણ ગુજરાતમાં તો ગામનાં ગામ સત્યાગ્રહમાં ભળ્યાં, અને હિંદભરમાં ચળવળ જોસભેર ઉપાડી લેવામાં આવી એટલે હવે ત્રીજો તબકકો શરૂ થયો છે. સરકારે નેતાઓને પકડવાનો મારો ચલાવ્યો છે. પણ આગલા બન્ને ઉપાયોની માફક જ આ ત્રીજો ઉપાય પણ નિષ્ફળ નીવડવાનો છે. સત્યાગ્રહને હવે નેતાની જરૂર નથી,

દરેક સૈનિક જ સેનાપતિ થાય એવી મહાત્માજીની યોજના લોકહૃદયમાં ઉતરી ગઈ છે. એટલે થોડાજ સમયમાં આપણે સરકારને જમીનદોસ્ત કરી પ્રજાને પગે પડતી કરી મૂકીશું એ નિઃસંદેહ છે.

બીજી દ્રષ્ટિએ જોઇએ તો સરકારની અધોગતિ ગીતાના બીજા અધ્યાયમાં ગણાવેલ રીતે થઈ રહી છે. ચારે તરફ મીઠાના કાયદાનો છડેચોક અનાદર થઈ રહ્યો છે, એ જોઈ સરકારની આંખો ફાટી ગઈ છે, તેનો ક્રોધ માતો નથી. તેના સિપાઇઓ સત્યાગ્રહીઓને બચકાં ભરે છે, નખ મારે છે, લાકડીઓ મારે છે, તેના ન્યાયાધીશો નેતાઓને સાદી જેલ, સખત જેલ, દંડ, બેડી આપે છે. સરકાર આ ક્રોધમાં ભાન ભૂલી છે. એક જ ગુન્હા માટે કોઇને એક માસની સાદી કેદ મળે છે તો બીજાને બે વરસની સખત કેદ મળે છે, એક ઠેકાણે સ્વયંસેવકોને મીઠું લઈ જવા દેવામાં આવે છે તો બીજે ઠેકાણે જોર જુલમથી તે ઝુંટાવી લેવામાં આવે છે. ત્યારે મહાત્માજીને અથવા તેમના સૈનિકોને કાંઇજ કરવામાં આવતું નથી. ક્રોધને લીધે સરકારને સંમોહ થયો છે, અને તેમાંથી સ્મૃતિવિભ્રમ થયો છે. પોતાનો કાયદો પોતે જ ભૂલી ગયેલ છે. આ સ્મૃતિભ્રંશમાંથી બુદ્ધિનાશનો જન્મ થયો છે. શું કરવું તે સુઝતું નથી. હવે છેલ્લો દરજ્જો વિનાશકાલ આવી લાગ્યો છે, એની જ આ સર્વ ચોક્કસ આગાહી છે.

મુંબાઇ સરકાર યાદી બહાર પાડીને કહે છે કે કુદરતી મીઠું એ ઝેર છે માટે અમે તેનો નાશ કરીએ છીએ. પણ એ વાત ખોટી છે. સરકારને જો લોકોની બહુ લાગણી હતી તો અત્યાર સુધી તેણે આવી યાદી કેમ બહાર ના પાડી?

દરિયા કાંઠાના લાખો લોકો કુદરતી મીઠું વાપરે છે પણ તેમાં-ના કોઈ હજુ મરી ગયા હોય એવું કોઈએ સાંભળ્યું નથી. પણ બીજી રીતે કહીએ તો કુદરતી તો શું પણ સત્યાગ્રહી-ઓએ બનાવેલું દરેક જાતનું મીઠું ઝેર છે. અને વળી તે એવા પ્રકારનું ઝેર છે કે તેને તમે જેમ વધારે શુદ્ધ બનાવો તેમ તેની ઝેરી પ્રકૃતિ ઘટવાને બદલે ઉલટી વધતી જાય છે. ધૂળવાળું, ગંદુ મીઠું લોકોએ ઉપાડવા માંડયું એટલાથી જ સરકારના સાંધા ઢીલા થઈ ગયા છે, ત્યારે હવે તે શુદ્ધ કરી ગામેગામના લોક વાપરવામાં માંડે તો પછી સરકારને ટાંટીયા ઢસડવાનો જ વારો આવે તેમાં શું નવાઇ? ખરેખર મીઠું સરકારને માટે ઝેર જ છે.

સરકારના સાંધા ઢીલા કરવાની વાત કરતાં એક બીજી હકીકત યાદ આવે છે. વઢવાણવાળા સત્યાગ્રહી વીર ફુલચંદ-ભાઈ વીરમગામના સ્ટેશને થઈ સામાન્ય ઉતારૂ તરીકે પસાર થતા હતા. તેમની પાસે મીઠું ન હતું. છતાં તેમને પકડયા. સરકારવિરુદ્ધનાં ક્રાન્તિકારી ગીતો ગાવાનો આરોપ તેમના પર મૂકવામાં આવ્યો, અને ખાસ કરીને તેમની એક લીટી સામે વાંધો લેવામાં આવ્યો: " કરો સાંધા ઢીલા સરકાર ના રે."

આ લીટી સામે વાંધો દર્શાવી ફુલચંદભાઈને છ મહિ-નાની સખત કેદ મળી. તેમની સાથે મીઠું લઈ ને જતા અર્જુનલાલાને સાદી અને ફુલચંદભાઇને સખત કેદ મળી, એ પણ નોંધવા લાયક વાત છે. કદાચ તેનો હેતુ તેમના સાંધા ઢીલા કરવાનો હોય. ફુલચંદભાઈનું શરીર નબળું છે, વળી હમણાં જ તે માંદગી ભોગવતા હતા, એટલે તેમના સાંધા ઢીલા થવાનો સંભવ છે. જો કે તેથી તેમનો ઉત્સાહ તો

જરાએ ઢીલો થાય તેમ નથી.

પણ ત્યારે સરકારના સાંધા કયા? વિરમગામના વર્તાવ પરથી તો કહી શકાય કે સરકારના સાંધા એટલે પોલીસ. સાંધાની મજબુતીને લીધે માણસ અક્કડ રહી શકે છે. સરકારની અકડાઈ ને કડકાઈ તેના લશ્કરી દોરેદમામ ઉપર છે. આ અકડાઇ દૂર કરવાનો ઉત્તમ ઉપાય અહિંસા છે. આ મહાત્માજીએ બતાવી આપ્યું છે. અહિંસા પાસે સરકારનાં હથિયારો બુઠાં થઈ જાય છે, અને સિપાઈઓ લાકડાનાં પુતળાં જેવા નકામા થઈ જાય છે. એટલે સરકારના સાંધા ઢીલા કરવા એટલે સંપૂર્ણ રીતે અહિંસા વ્રતનું પાલન કરી સરકારી લશ્કર અને પોલીસને નકામી બનાવી દેવી.

ત્યારે તો અહિંસાનો ઉપદેશ આપવા માટે જ ફુલચંદભાઇને સજા થઈ!

આ લડતમાં મીઠું પકવવા અથવા વેચવા કે લઈ જવા માટે જ શિક્ષા કરવામાં આવતી નથી. બીજા અનેક બ્હાનાઓ તળે નેતાઓને પકડવામાં આવે છે. આનું કારણ એક પોલીસ અમલદારે મને બહુ સુંદર ભાષામાં કહી સંભળાવ્યું છે. તેણે કહ્યું "અમારે મીઠાની જરૂર નથી. અમારે તો મીઠાવાળા માણસોની જરૂર છે."

ત્યારે સત્યાગ્રહીઓ મીઠાવાળા છે એટલું તો સરકાર પણ સમજતી લાગે છે. પણ બાળકો અને બુઢ્ઢાઓને લોહી લોહાણ કરી તેમની કનેથી મીઠું ખુંચવી લેનાર તેના અમલદારો તેને પણ પોતાના જેવીજ મીઠા વિનાની જાહેર કરે છે એ વાત સરકારને સમજાતી લાગતી નથી. નહિ તો આ મીઠાવાળા અને મીઠા વિનાનાઓની ઝપાઝપી તે ભરબજારમાં થવા દે જ નહિ.

# એકલેખી ઇતિહાસદર્શન

હવે તો મુંબઈ યુનિવર્સિટીએ મેટ્રીકના વિદ્યાર્થીઓને માટે ગમે તે એક યુગનો હિંદનો ઇતિહાસ શિખવવાનું ઠરાવ્યું છે. તેથી એમ બને કે મેટ્રીક થએલા એક છોકરાએ કદાચ અકબર, બાબર કે ઔરંગઝેબનું નામ જ સાંભળ્યું ન હોય, ત્યારે વળી બીજા કોઈએ કલાઇવ, હેસ્ટીંગ્સ કે ડેલહાઉસી જેવા મહારથીઓનાં છલબલનાં 'પરાક્રમો' જ સાંભળ્યાં ન હોય. હવે શાહ અકબરનો જમાનો તો જાણે ચાલ્યો ગયો, એટલે એના વિના કોઈ ભલે ચલવી લે; અકબર અને ઔરંગઝેબની સરખામણી ભલે ન કરે; અને હુમાયુન, કામરાન, હિંદાલ અને મીરઝાં અસ્કરી, તથા દારા, સુજા, ઔરંગઝેબ અને મુરાદની ભાઈ ભાઈ વચ્ચેની લડાઈઓની ભૂલભૂલામણીમાં ભલે ન અટવાય. પણ અંગ્રેજો તો હજુ આપણા પર રાજ્ય કરે છે. એમનાં પનોતાં પગલાં આપણે ત્યાં કેવી રીતે થયાં એ જાણ્યા વિના એમની સાથેના આપણા માથે આવી પડેલા અનેક પ્રકારનાં વહેવારોને આપણે કેવી રીતે ચલાવી શકીએ? એટલે જેમ એકશ્લોકી રામાયણ અને એકશ્લોકી

ભાગવત થયાં છે, તેમ અહિં એકલેખી ઈતિહાસ અને રાજ્ય-બંધારણ આલેખવાનો પ્રયાસ કર્યો છે.

અંગ્રેજોએ હિંદુસ્તાનનું રાજ્ય કેવી રીતે મેળવ્યું તે સમજાવવા માટે અનેક પુસ્તકો લખાયાં છે. કેટલાંક વર્ષો પહેલાં 'ચાંદ' પ્રેસે 'ભારતમેં અંગ્રેજી રાજ્ય' પુસ્તક છપાવી વીશ હજાર રૂપિયાનું પાણી કર્યું હતું. હમણાં કોંગ્રેસસરકારને પ્રતાપે તે હિંદીમાં સુલભ થયું છે એટલું જ નહિ પણ તેનું ગુજરાતી ભાષાંતર પણ થઈ ગયું છે. પણ હું તો આ વસ્તુસ્થિતિ સમજાવવા માટે પુસ્તક લખવા જેટલી તકલીફ ઉઠાવવાની કે આર્થિક જોખમ વહોરવાની જરૂર જ જોતો નથી. મારે જ્યારે ભારતમાં અંગ્રેજી રાજ્ય કેવી રીતે સ્થપાયું એ સમજાવવું હોય છે ત્યારે હું તો નીચેની વાત જ કહી નાખું છું.

એક હતું ઊંટ. તે શિયાળામાં એક રાત્રે થરથરતું થરથરતું એક ઘણા ભલા માણસની ઝુંપડી પાસે આવીને ઊભું રહ્યું. પેલા માણસના મોં પરની ભલમનસાઈ જોઈને વખાનું માર્યું આવેલું ઊંટ બોલ્યું: 'મને મહેરબાની કરી મારું નાક તમારી બારીમાં રાખવા દેશો? એથી મને આ કડકડતી ઠંડીમાં રાહત મળશે.' માણસ રહ્યો ભલો, સુરતી અને કર્ણાટકી નવાબ જેવો, એટલે તેણે હા કહી. પછી તો ઊંટે ધીરે ધીરે માથું, ડોક તથા એક પગ ઝુંપડીમાં દાખલ કરવાની માગણીઓ કરી અને પેલા ભલા માણસે તે સર્વ થવા દીધું. આટલો પગપેસારો થતાં તો ઊંટે પોતાના ચારે પગ અંદર દાખલ કરી દીધા. પેલા માણસે જરા આનાકાની કરી, પણ ઊંટે કહ્યું કે હું તો એક ખુણામાં લપાઈ બેસીશ. ઝુંપડીની

અંદર બરાબર ગોઠવાઈ ગયા પછી તો ઊંટે પોતાનાં અઢારે વાંકડાં અંગો મરડવા માંડયાં. માણુસની ભલાઈની હદ આવી. તેણે વાંધો ઉઠાવ્યોઃ ' આ પ્રમાણે મને અડચણ કરશો તો હું તમને બહાર કાઢીશ.' ઊંટે સંભળાવી દીધુંઃ ' હવે બહાર કાઢી રહ્યા. અહિ મને તો બહુ જ ફાવે છે. તને ન ફાવતું હોય તો તું બહાર નીકળી જા.'

આ પ્રમાણે વેપારની કોઠીઓ સ્થાપી છેવટે અંગ્રેજો હિંદના માલિક થઈ પડયા એ આપણે જોયું. પણ કોઇને કદાચ આ દૃષ્ટાંત જૂનવાણી લાગે તો તેમને માટે વિલાયતી દાખલો આ રહ્યો.

બર્નાર્ડ શૉના નાટક ' જોન બુલ્સ અધર આઈલૅંડ 'માં એક જગાએ અંગ્રેજ અને આયરિશમેનનો સંવાદ આવે છે.

બ્રોડબેન્ટ : શું બકે છે ?

ડોયલ : તદ્દન સાદી વાત છે. ઈયળને ઓળખે છે કે નહિ ?

બ્રોડબેન્ટ : ઈયળ ! ! !

ડોયલ : હા, ઈયળ. મારી વાત બરાબર ધ્યાન દઈને સાંભળ. અંગ્રેજોના પ્રજાકીય લક્ષણનો અગત્યનો વૈજ્ઞાનિક સિદ્ધાન્ત છે ઈયળ.

બ્રોડબેન્ટ : ગધેડો થામાં, ગધેડા !

ડોયલ : તને હમણાં સમજાશે. ઈયળ કોઈ ઝાડમાં પેસે છે ત્યારે સ્વાભાવિક રીતે પાંદડાના જેવો દેખાવ ધારણ કરે છે. આથી તેના દુશ્મનો અને શિકારી બન્ને ભૂલાવો ખાય છે; અને તેની તરફ લક્ષ આપતા નથી.

બ્રોન્ડબેન્ડ : તેને અમારા અંગ્રેજોના જાતિ સ્વાભવ સાથે શું લાગે વળગે ?

ડોયલ : કહું. ઝાડ પર જેમ પાંદડાનો સુમાર નથી, તેમ

જગતમાં મૂર્ખાઓનો પાર નથી. એટલે અંગ્રેજ ઇયળની માફક જ વર્તે છે. એ મૂર્ખ દેખાવાનો ઢોંગ કરે છે, અને દરમ્યાન પોતાની સગવડ પ્રમાણે ખરા મૂર્ખાઓને સ્વાહા કરી જાય છે. આ બધો વખત તેના દુશ્મનો તો તેને બીજાઓના જેવા મૂર્ખ માની, તેના તરફ હસ્યા જ કરતા હોય છે.'

આમ છતાં અંગ્રેજો હિંદમાં શા માટે આવ્યા, તે વિષે જાતજાતની અટકળો કરવામાં આવે છે. એક પ્રખ્યાત ઇતિહાસ-લેખકનો અભિપ્રાય એવો છે કે ચિત્તશૂન્યતાના રાષ્ટ્રવ્યાપી હુમલા દરમ્યાન ઇંગ્લાંડે હિંદ મેળવ્યું. તે આવ્યું હતું તો વેપાર કરવા, પણ તેને ગળે હિંદનો રાજ્ય વહીવટ વળગી પડ્યો. નમાજ પઢતાં મસીદ કોટે વળગ્યા જેવુંજ બિચારા ઇંગ્લાંડને તો થયું. પણ મારો અભિપ્રાય આથી જરા જુદો છે. હું માનું છું કે ઇંગ્લાંડની સ્થિતિ પેલા બાવાજીના જેવી થઈ પડી હતી.

એક બાવાજી એક બાઈ પાસે ભિક્ષા માગવા આવ્યા. બાઈ કહે : 'બાવાજી શું લેશો? સીધું કે પ્રસાદ?' ત્યારે બાવાજી બોલ્યા: 'સીધા બી લેગા, ઓર પરસાદ બી લેગા.' બાઈ કહે : 'બાપરે ! તો તો હું મરીજ જાઉં.' ત્યારે બાવાજીએ ઠંડે કલેજે જવાબ આપ્યો: 'વો બી અચ્છા, ફિર મેં તેરા કારજ ખા કર જાઉંગા'

હિંદ અને બ્રિટાનિયા વચ્ચેનો સંવાદ આ ટુચકાને અનુરુપ ગોઠવવો હોય તો નીચે પ્રમાણે મૂકી શકાય.

હિંદ : શું કરશો? વેપાર કે રાજ?

બ્રિટાનિયા : બન્ને.

હિંદ : તો તો હું મરી જ જાઉં.

બ્રિટાનિયા : તો ફિકર નહિ. હું સંસ્થાન વસાવીશ.

આ પ્રમાણે અંગ્રેજોને આપણે આપણા દેશમાં વસવા દીધા, તેમનું રાજ્ય વધારવામાં મદદ કરી અને તે દૃઢ કરવામાં પણ સહાય કરી, તેનું કારણ એકલી મૂર્ખાઈ જ ન હતી.

હું અંગ્રેજીશાળામાં અભ્યાસ કરતો હતો ત્યારે એક ડેપ્યુટી અમારી શાળામાં આવતા હતા અને વિદ્યાર્થીઓ પાસે બોલાવતા હતા: 'બી વફાદાર ટુ ધ ગવર્ન્મેંન્ટ એન્ડ નફાદાર ટુ યોર સેલ્ફ.' (સરકારને વફાદાર રહી, તમારી જાતને નફાદાર થાઓ)' આ સૂત્ર હિંદમાં અંગ્રેજી અમલ દરમ્યાન પળાતું આવ્યું દેખાય છે. પ્રથમ લશ્કરમાં જોડનાર સિપાઈઓ અને અમલદારોને ઈસ્ટ ઈન્ડીઆ કંપનીએ પોતાના પક્ષમાં લીધા. પણ સ્વાર્થ પૂરો થતાં એમની સાથે જે રીતે વર્તવામાં આવ્યું તેનું પરિણામ ૧૮૫૭નો બળવો. બળવા પછી કેળવાયેલા વર્ગને સરકારે પોતાના પક્ષમાં લીધો, અને દાકતરો ઇંગ્રેજી દવાઓના, ઈજનેરો ઈંગ્રેજી સાંચા કામના, શિક્ષકો ઇંગ્રેજી પુસ્તકો અને સંસ્કૃતિના, તથા વકીલો ઇંગ્રેજી કોર્ટોના દલાલ બન્યા. આ ભરપૂર દલાલીથી ખુશ થઈ કેળવાયેલા વર્ગે પરદેશી રાજ્યના ગુણ ગાયા.

આ સારની અંદર ક્યાંય સાલ, લડાઈ કે વિશેષ નામો તો આવતાં જ નથી એ મારા ઇતિહાસદર્શનની ખાસ ખૂબી છે. વળી અત્યારે કોઈ ખરો કેળવણીકાર વસ્તુ વિષે પૂછતો નથી પણ તેની ચર્ચા જ માગે છે. શેક્સપીઅરનાં પાંચ નાટકો ભણવાનાં હોય, અને તે તમે પૂરેપૂરાં સમજીને વાંચી નાખ્યાં હોય, તો તમે ભાગ્યે જ પરીક્ષા પસાર કરી શકો. પણ તેમાંનું એકે નાટક ઉઘાડ્યા વિના જો તમે તે વિષે બ્રેડલી, કવીલર–કાઉચ, વગેરે વિવેચકોએ શું કહ્યું છે તે વાંચ્યું હોય તો તમે પ્રથમ વર્ગમાં સહેલાઈથી આવી શકો. એજ રીતે મેં

પણ ઇતિહાસની હકિકતોને બદલે ઇતિહાસની મીમાંસા ઘણી જ ટૂંકી રીતે કરી દીધી છે.

હવે રાજ્યબંધારણ વિષે. તમે બધા માણસોને થોડા સમયને માટે મૂર્ખાં બનાવી શકો અને થોડા માણસોને બધા સમયને માટે મૂર્ખાં બનાવી શકો, પણ બધા માણસોને બધા સમય માટે મૂર્ખાં બનાવી શકો નહિ: ' આટલા સમય સુધી સાચું મનાતું આવતું આ વાક્ય તદ્દન ખોટું છે એમ હિંદના રાજ્ય બંધારણુનો ઇતિહાસ વાંચતાં મને લાગ્યું છે. હિંદના રાજ્યબંધારણુનો વિકાસ એટલે હિંદના બધા માણસોને બધો સમય મૂર્ખાં બનાવવા માટેની રમત. આ રમત શરૂઆતમાં તો એટલી ખુલ્લી હતી કે તેનાથી ભાગ્યે જ કોઈ છેતરાય. પણ ડાયર્કી આવતાં સુરેન્દ્રનાથ બેનરજી જેવાઓ પણ લોભાયા.

કેટલાંક વર્ષો પહેલાં એક ગ્રેજ્યુએટ મહાશયે મને પૂછયું હતું: 'આ ડાયર્કી એટલે શું ? એને જનરલ ડાયર સાથે કાંઈ સંબંધ છે ?'

ઘણી વખત બાળકોના મોંએથી પણ મહાન સત્ય નીકળી પડે છે, તેમ આ જ્ઞાનબાલના પ્રશ્નમાંથી એક મહાન ઐતિહાસિક સત્ય નીકળી પડયું હતું. ડાયર્કીએ આપણા રાષ્ટ્રીય જીવનની કતલ જ ચલાવી હતી, અને મહાત્માજીએ જો અસહકાર અને સત્યાગ્રહની ચળવળ ન ચલાવી હોત તો આપણી પ્રજા અત્યારે રાજકીય મૂર્છામાં જ હોત.

પણ હું તો રાજ્યબંધારણ શીખવવા બેઠો છું એટલે મારે ડાયર્કીનો અર્થ સમજાવવો પડશે.

કાઠિયાવાડમાં છોકરીઓ ગાય છે—

ભાઈ ખાય દહીં દુધ, દહીં દુધ;
ભાભી ખાય ખાટી છાશ, ખાટી છાશ;

ભાઈ સુવે ઢોલીડે, ઢોલીડે;
ભાભી સુવે ઉકરડે, ઉકરડે.

આ પંક્તિઓ દ્વિમુખીરાજ્યતંત્રની વહેંચણી બરાબર સમજાવે છે. જુઓ સર ફૂર્મરેડી જેવા અનુભવી શું કહે છે: 'હું જંગલ સિવાયના ખીલવણી ખાતાનો પ્રધાન છું, અને તમે બધા જાણો છો કે ખીલવણીનો મોટો આધાર જંગલો પર છે. હું કારખાનાંઓ સિવાયના ઉદ્યોગ ખાતાનો પ્રધાન છું; કારખાનાં સિવાય ઉદ્યોગની કલ્પના પણ થઈ શકે તેમ નથી. હું ખેતીવાડી ખાતાનો પ્રધાન છું, પણ નહેરખાતું તેમાંથી બાતલ છે. આનો અર્થ તમે સમજતા હશો. જેમના હાથમાં ખેતીનું કામ સોંપવામાં આવ્યું છે, તે નહેરખાતાના સહકાર સિવાય કેવી રીતે કામ કરી શકે ? તેજ પ્રમાણે મારા ઉદ્યોગ ખાતામાંથી વીજળી, મજૂરો, અને બોયલરોને બાતલ કરવામાં આવેલ છે.'+

અને છેલ્લે આવે છે ૧૯૩૫નો સુધારાનો કાયદો, જેનો સમવાયતંત્ર અને પ્રાન્તિક સ્વરાજ્ય સ્થાપવાનો ઉદ્દેશ છે. આ કાયદો એટલે પેલા દેણું ચુકવવા ગયેલ સિપાઈભાઇનો હિસાબ. 'સોકા હુવા સાઠ, આધા ગયા નાઠ, દસ દેઈંગે, દસ દિલાઈંગે ઓર દસકા લેના બી કયા, ઓર દેના બી કયા ?' ડોમીનીઅન સ્ટેટસમાંથી થયું દ્વિમુખી સમવાયતંત્ર. તેમાંયે લશ્કર, વહેવારનાં સાધનો અને નાણાં ગવર્નર જનરલના હાથમાં અને બાકીના માટે પ્રધાનો નીમાય, જેમના કહેવા પ્રમાણે ચાલવા સરકાર બિલકુલ બંધાયેલી નહિ. ધારાસભાઓ એટલે દેડકાંની પાંચશેરી. દેશી રાજાઓના પ્રતિનિધિઓ, મુસલમાનો, પછાત

---

+ 'અનહેપી ઇંડીયા' લાલા લજપતરાય

ુરોપીઅનો, જમીનદારો, મીલમાલિકો, સ્રીઓ સૌ
ના પ્રતિનિધિઓ ચૂંટે. સોમવતી અમાસ ને શુક્રવારે
એકમત થાય. બાકીના સમયમાં તો સરકારની જ
સહેજે થઈ શકે.

પ્રાન્તિક સ્વરાજ્યમાં ગવર્નરના હાથમાં વીટોની અને
સની સત્તા. સરકાર પ્રધાનોને કાઢી મૂકી શકે અને
ાઓ પણ બરખાસ્ત કરી શકે.

આપણનેયે બંધારણ મળ્યું છે, અને કેનેડાને ય
મળ્યું છે. કાળીદાસેય કવિ અને નરભો ભગતે ય
માં કાંઈ ના પડાય? પર્વતેય પદાર્થ, અને પરમાણુયે
ાતાં નવાઈની વાત એ છે કે આ રમકડાં માટે આપણા
ાના મહાજનો હોંસાતોંસી કરી રહ્યા છે. એમાં આપણો
ય સ્વગુણુ' પણ કદાચ મુખ્ય ભાગ ભજવી રહ્યો
ટલે આપણા સમગ્ર ઇતિહાસના બોધરૂપ એ સ્વભાવનો
ર્યા વિના આ ઇતિહાસ અધુરો જ ગણાય.

પ્રકારના જીવોની એવી ખાસીયત છે કે તેના બે
ઈ જાય છે, અને એ બેના વળી ચાર થાય છે, અને
તેમની સંખ્યા અનંતતાએ પહોંચે છે. એવો જ સ્વભાવ
હિંદી સમાજનો છે. નાત, પેટા નાત, ગોળ; ધર્મ
વાડો; પોળ, ખડકી, ખાંચો—એ પ્રમાણે 'ઘરમાં
ઘર' એવી રચના આપણે એકે ક્ષેત્રમાં કર્યા વિના
ાતા નથી. ૧૭૦૭માં જુદી જુદી ઇસ્ટ ઈન્ડીઆ
ા જોડાઇને એક 'યુનાઇટેડ ઇસ્ટ ઇન્ડીઆ કંપની'
' વર્ષમાં ઔરંગઝેબનું મૃત્યુ થયું અને તુર્તજ મોગલ
ા ટુકડે ટુકડા થઇ ગયા.

અંગ્રેજોએ હિંદમાં સામ્રાજ્ય સ્થાપવાની શરૂઆત કરી ત્યારે હિંદમાં મુખ્ય બે પક્ષો હતા. હિંદુ અને મુસલમાન. હિંદુઓમાં પાછા ત્રણ ગણી શકાય; મરાઠા, રજપુત અને અને શીખ. મરાઠામાં વળી પાંચ ગણી શકાયઃ પેશ્વા, હોલકર સીંધીઆ, ભોંસલે અને ગાયકવાડ; અને પેશ્વામાંયે વળી બે પક્ષ પડયાઃ સવાઈ માધવરાવનો અને રાઘોબાનો. આ સર્વ ભેદો અંગ્રેજ મુત્સદીઓએ જોયા અને તેને પોષ્યા.

મોરાદાબાદના લશ્કરી અધિકારી લેફ. કર્નલ જોન કોકે ૧૮૫૭માં લખ્યું હતુંઃ "જુદા જુદા ધર્મો અને જાતિઓ વચ્ચે જે (આપણને ફાયદાકારક) ભેદભાવ છે, તે પૂર્ણ સ્વરૂપમાં ટકાવી રાખવો એ આપણો પ્રયત્ન હોવો જોઈએ. તેમને એકત્ર કરવા એ નહિ. 'ભેદનીતિથી રાજ કરો' એ હિંદી સરકારનું સૂત્ર હોવું જોઇએ." અને મુંબઈના ગવર્નર લોર્ડ એલ્ફીન્સ્ટને ૧૮૫૯માં લખ્યું હતું: "'ભેદ પાડીને રાજ કરો' એ જૂનું રોમન સૂત્ર હતું, અને તે સૂત્ર આપણું પણ હોવું જોઇએ."

અંગ્રેજ મુત્સદીઓએ તેમના પુરોગામીઓની આ સલાહને બરાબર વળગી રહેવાની કાળજી રાખી છે; અને ઇતિહાસ ભાખે છે કે આપણે પણ આપણા બાપદાદાઓની શિખામણ વિસરી ગયા નથી. તેમના ભેદોને માત્ર ઊપર લખ્યું તે પ્રમાણે આપણે સાચવ્યા નથી પણ તેને વધારેને વધારે કેમ લંબાવી શકાય તેનો સતત પ્રયાસ કર્યો છે. તેમણે નહિ જોયેલા એવા રાજકીય આર્થિક અને છેવટે કેળવણીના નવા ભેદો રચી આપણે આપણી સર્જનશક્તિનું પાણી સારા જગતને સગર્વ હાલ પણ બતાવી રહ્યા છીએ.

## ચંદરવા શૈલી

કાઠિયાવાડમાં ગોદડાં ઢાંકવા માટે તથા છત નીચે બાંધવા માટે ચંદરવા બનાવવામાં આવે છે. તે ઘણા વખણાય છે. દરજીના કામમાંથી વધેલા કપડાના ટુકડાઓમાંથી તે બનાવવામાં આવે છે. જુદા જુદા રંગના, જુદા જુદા આકારના આ કકડાઓને ગોઠવી સુંદર અસર કરે તેવો ઘાટ તૈયાર કરવામાં આવે છે.

ફાટેલાં, તુટેલાં, મેલાં ગોદડાં પણ આવા ચંદરવાથી ઢંકાઈ જોનારની આંખને ઠારે છે.

આવી જ એક લેખનશૈલી પણ છે. તેમાં એકાદ ભવ્ય વિષયને પસંદ કરીને પછી તેના વિષે જ્યાં જ્યાં, જે કાંઈ લખાયું હોય તે એકઠું કરવામાં આવે છે. પછી તે કકડાણુકલાને કાપી કુપીને તેને એકાદ સુંદર મથાળા નીચે ગોઠવવામાં આવે છે. આવી રીતે માત્ર લેખો જ નહિ, પણ મોટા ગ્રંથોએ લખી શકાય છે.

તેથી મુગ્ધ થઈ તે શૈલીનો રસાસ્વાદ લેવા માટે આ નીચે પ્રયત્ન કરવામાં આવ્યો છે. આશા છે કે વાંચકો માત્ર મથાળું

જ સામાન્ય હોવાથી તેની અવગણના કરશે નહિ. જમાનો દબાયેલાઓનો, કચડાએલાઓનો, પછાતોનો છે, એટલે વધારે ભલામણની જરૂર જોતો નથી.

## મૂર્ખાઓ પરત્વે કેટલુંક ચિંતન

ભર્તૃહરિ જેને જોવા માટે બધે આથડયો પણ કયાંઈ જોઈ શકયો નહિં, તેથી છેવટ નિરાશ થઇને બોલ્યો હતો **न मूर्खजनसंपर्कः सुरेन्द्रभवनेष्वपि ।** ( ઇન્દ્રભુવનમાં પણ મૂર્ખનો ભેટો થયો નહિં) એવા "મૂર્ખાઓ" વિષે કાંઈ લખવું તે કેટલાક ડાહ્યાઓને કદાચ ધૃષ્ટતા જેવું લાગશે. પણ જ્યાં રવિ કે કવિ બેમાંથી કોઈ પહોંચી શકે નહિં ત્યાં જઈ અજવાળું પાડવાનો હક્ક મૂર્ખાઓનો છે. એટલે એ દેવોના પ્રિયના અદના વખાણનાર તરીકે તે પર મારો પણ આ લેખ લખવા પૂરતો દાવો લાગે છે.

તેમાં પ્રથમ પ્રશ્ન તો એ જ થશે કે "મૂર્ખ" કોને કહેવો ? તે વિષે દલપતરામે કહ્યું છે- "મૂરખ માથે શીંગડાં નહિં, નિશાની હોય." એટલે કાયદાની ભાષામાં કહીએ તો "મૂર્ખ" તેને કહેવો જેને માથે શીંગડાં હોતાં નથી પણ અમુક અમુક નિશાનીઓ હોય છે." તે નિશાનીઓ **लोकोपनिषद्** માં આ પ્રમાણે ગણાવી છે—

**मूर्खस्य त्रीणि चिह्नानि शिखा टीका च पट्टिका ।**

બાબરી, ખોડ કાઢવાની વૃત્તિ અને પાનની પટ્ટી એ ત્રણ મૂર્ખનાં ચિહ્નો છે.[1] ખરા મૂર્ખમાં તે ત્રણે ચિહ્નો સાથે જ હોવાં

---

૧. મૂર્ખાઓના યત્કિંચિત પણ પરિચય વિનાના કેટલાકો આ શ્લોકનો અર્થ ચોટલી, ટીલું અને ધોતીયાંની પાટલીએવો કરે છે, પણ તે ખોટો છે. કારણ એવો અર્થ લેવા જતાં લગભગ દરેક

જોઇએ. કારણ એકલા વાળ તો બધા શોખીનો રાખે છે; એકલી ટીકા તો બધા સાક્ષરો કરે છેઃ અને એકલી પદી તો ફાવે તે અલફાઉ ખાઇ શકે છે.

એવાં સુચિહ્નોથી અંકિત મૂર્ખ મહાશયોને ખોળવા ક્યાં એવો વિચાર થતાં જ—

Fools rush in where angels fear to tread

એ શબ્દો સામા આવે છે. ભર્તૃહરિને દેવોના દરબારમાં "મૂર્ખ"નાં દર્શન કેમ ન થયાં તેનો ખુલાસો પણ આ વાક્યમાંથી મળી આવે છે. "જ્યાં જતાં દેવો પણ ડરે એવી વિકટ જગાએ મૂર્ખાઓ ધસે છે" કિંવા વસે છે, અને જ્યાં જતાં દેવો એ ડરે ત્યાં જવાનું સંસારથી કાયર થઇને બાવો બનનાર ભર્તૃહરિનું શું ગજું?

તેમનું સંખ્યાબળ કેટલું હશે? તે બાબત પણ તપાસ થઈ છે. દેવોથી પણ ન થઈ શક્યું તે એક કાળા માથાના માનવીએ કર્યું છે. મૂર્ખાઓનું વસ્તિપત્રક કરી બર્ક એવા નિર્ણય પર આવ્યો છે કે "મૂર્ખાઓની વસ્તી મનુષ્યોની કુલ સંખ્યાના પચાસ ટકા કરતાં વધારે છે." (Majority counsists of fools.)

મૂર્ખાઓના સાંસારિક રીતરીવાજો પર પણ કેટલાક લેખકોએ પ્રકાશ પાડ્યો છે. ભોજાભગતનાં બે વાક્યો આ બાબતમાં ખાસ ઉપયોગી છે.

---

જૂના મતના હિન્દુનો તેમાં સમાવેશ થઈ જાય છે. लोकोपनिषद्-ના વિદ્વાન્ ટીકાકાર રા. ભદ્રંભદ્ર કહે છે કે આવો અર્થ તો સુધારાવાળાઓ ઈર્ષ્યાને લીધે કરે છે. અને મૂર્ખત્વની બાબતમાં તેઓ પ્રમાણભૂત ગણાતા હોવાથી ઉપર આપેલો અર્થ જ આ જગ્યાએ ખરો છે.

"મૂરખે નાર કુંભારજા આણી એનું ઘર થયું ધૂળધાણી" અને "મૂરખો રળી રળી કમાણો માથે મેલશે મોટો પાણો." તેમાં પહેલામાં "કુંભારજા" એવો પાઠ જોઇએ એમ મૂર્ખ સાહિત્યના મહાપંડિત રા. અમ્બારામ કેવળરામ મોઢકીયાનું માનવું છે. એ પ્રમાણે લેતાં માલુમ પડે છે કે "મૂર્ખાઓ"માં કુંભારની કન્યા કોઇએ પરણવી નહિં એવો ખાસ રિવાજ હશે. કારણ એક મૂરખ કુંભારજા એટલે કુંભારકન્યા પરણ્યો તેથી તેનું ઘર ધૂળધાણી થઈ ગયું એ બીનાની ભોજાભગતે ખાસ નોંધ લીધી છે. બીજું વાક્ય એક વિચિત્ર રિવાજ સૂચવે છે. તે પરથી જણાય છે કે મૂર્ખાઓ બોલ્શેવીકો કરતાં પણ એક પગલું આગળ વધેલા હશે. કારણ તે લીટી પરથી માલુમ પડે છે કે મૂર્ખાઓમાં જો કોઇ માણસ બહુ પૈસા કમાય તો લોકો તેના માથાપર મોટો પથ્થર મૂકી તેને મારી નાખતા હશે.

# ડાબો હાથ

કહેવાય છે કે આ જમાનામાં એવું એક પણ દુઃખ નથી કે જેનો ઉપાય ન હોય. તે સાચું હોયકે નહિં, પણ આટલું તો ચોક્કસ છે કે નાનું કે મોટું, ખરૂં કે ખોટું દુઃખ જો દર્શાવવામાં આવે તો તેને માટે જીભ અને કલમ ચલાવનારાઓનો આ સમયમાં તોટો નથી. કારણ પ્રકાશ એ જ જીવન છે અને આ કાળમાં "પ્રકાશમાં" આવવાનું કામ અતિ કઠિન થઈ પડયું છે, એટલે

વસ્ત્રો ફાડો, ઘડો ફોડો, સ્વારી રાસભની કરો,
ગમે તેમ કરી ભાઈ, પ્રસિદ્ધિ સુંદરી વરો;

એ સૂત્રનો ઉપયોગ મોટા પાયા ઉપર થવા લાગ્યો છે. દુઃખના જ નહિં પણ અન્યાયના અને બેદરકારીના ભોગોની વગર પૈસે વકીલાત કરનારાઓ રસોઈયા, હજામ કે પટાવાળાની માફક ખોળવા જવા પડે તેમ નથી. નવું કરી બતાવવાની વૃત્તિ ઉપરાંત સ્વાર્થ, વહેમ વગેરે કારણો પણ માણસને "ગરીબનો બેલી" અથવા "ભાંગ્યાનો ભેરૂ" થવા પ્રેરે છે. આપણે ઇતિહાસના અન્યાયો દૂર કરવા કમ્મર કસીએ છીએ.

હેસ્ટીંગ્સે બિલકુલ જુલમ કર્યો જ નથી એમ સાબીત કરનારૂં એકે પુસ્તક તમે નથી જોયું? કલાઇવે ખોટી સહી કરી સામ્રાજ્યની મહાન સેવા બજાવી હતી એમ તમે ક્યાંઇએ નથી વાંચ્યું? પ્રાણીઓ તરફ જોઇએ તો કીડી અને મંકોડા પાછળ જેનો હજારો રૂપિયા ખર્ચે છે. એક કાઠીઆવાડી નવાબ સાહેબે હમણાં જ કુતરા કુતરીની શાદી બડી ધામધુમથી કરી, અને તેમનું જોઈ એક કાઠી રાજાએ ભુંડણનું કન્યાદાન આપવાનો લ્હાવો લીધો. બાળકોનાં દુઃખો, સ્ત્રીઓનાં દુઃખો, એ સર્વની વકીલાત કરનાર પત્રો અને લેખો મળી આવે છે. પણ એક વસ્તુ મારા જોવામાં એવી આવી છે કે જેનો પક્ષ કરનાર હજુ સુધી કોઈ મળી આવ્યું નથી. ઘરડાથી જુવાન પર્યંત, ગરીબથી તવંગરલગી, સીદીથી ગોરા સુધી દરેક માણસનું હિત જેના હિતમાં સમાયેલું છે એવો, સર્વનો સદાનો સાથી, સ્ત્રીઓ અને પુરુષોને સરખો ઉપયોગી, મારો અસીલ જ માત્ર એવો છે કે જેનો ભાવ હજુ સુધી કોઇએ પૂછયો જ નથી. કોઇને લંબાણ લાગે તે પહેલાં હું કહી દઉં છું કે મારી જુંબેશ ડાબા હાથને માટે છે.

બીજા કોઈ પણ અંગ કરતાં શરીરના આ ભાગ પ્રત્યે જ આટલી બધી બેદરકારી શા માટે રાખવામાં આવતી હશે? આપણે ડાબી અને જમણી આંખની વચ્ચે કાંઈ પણ તફાવત રાખતા નથી. જમણી આંખથી જેવું દેખાય છે, તેવું જ ડાબી આંખે પણ ભળાય છે. સુંદરીના અથવા પ્રકૃતિના સૌંદર્યનું પાન કરવામાં જેટલી કુશળતા જમણી આંખ ધરાવે છે તેટલી જ કુશળતા ડાબી આંખમાં પણ છે: જમણા કાનની માફક જ ડાબો કાન પણ સંગીતધ્વનિ ઝીલી શકે છે: "બોટો દિલ-

બહાર" અથવા "ઓટો પરસ્તાન" ની " ખુશબોદાર લિજ્જત " ભોગવવાને માટે જમણા નરકોરાના જેટલુંજ ડાબું નરકોઈ પણ શક્ત છે. ચાલવામાં જેટલું કામ જમણો પગ કરે છે તેટલું જ ડાબો પગ પણ કરે છે.તો પછી જમણા હાથ અને ડાબા હાથ વચ્ચે આટલો તફાવત કેમ? હું દઢતા પૂર્વક માનું છું કે આ કૃત્રિમ છે, અને કુદરતને તેની સાથે કાંઈ પણ સંબંધ નથી. ખરી વાત છે કે કેટલાક ડાકટરો કહે છે કે હૃદયનું સ્થાન ડાબી બાજુએ હોવાથી આપણે ડાબો હાથ બહુ વાપરવો જોઈએ નહિં; કારણ તેથી હૃદયને થાક લાગે છે. આ વાત માનવા હું તૈયાર છુ, પણ મને ડાકટરોએ સાબીત કરી આપવું જોઈએ કે આ દલીલ ડાબા પગનો ઉપયોગ કરવા સામે પણ લાગુ પડે છે. પણ ડાકટરો આટલી હદ સુધી જતા નથી, માટે, તેમના શરીરવિજ્ઞાનના જ્ઞાન પ્રત્યે સંપૂર્ણ માન ધરાવીને હું તેમને જણાવવાની રજા લઉં છું કે ડાબો હાથ ફક્ત પાયા વિનાની ભ્રાન્તિનો ભોગ થઈ પડેલ છે.

આ અતિશય અવમાનિત અવયવનું સંસ્કૃત નામ તેને થયેલ અન્યાયનું સૂચક છે. તેને **વામ** કહેવામાં આવે છે. **વામ** એટલે આડફેટો, આડકતરો, indirect, subordinate. જમણો મુખ્ય ને ડાબો તેનો મદદનીશ, તાબેદાર, સેવક, ગુલામ. અંગ્રેજીમાં કહેવત છે કે Give a dog a bad name and then hang him, તે પ્રમાણે અથવા આપણી કહેવત " ગરીબકી જોરૂ સબકી ભાભી " તે પ્રમાણે, અથવા બન્નેના સરવાળા પ્રમાણે, બિચારા ડાબા હાથને **વામ** નામ મળ્યા પછી **વામ** શબ્દ એટલો હલકો પડી ગયો કે ગમે તેવી નીચ અને દુષ્ટ વસ્તુને માટે તે વપરાવા લાગ્યો. વામમાર્ગ

એટલે અર્વાચીન ચાર્વાકપંથ. વળી **વામા** એટલે કાળીદાસના શબ્દોમાં **कुलस्याघयः** અંગ્રેજીમાં ડાબાને left કહે છે. તે પણ એ જ વાત સાબીત કરે છે. left એટલે તજી દીધેલું –"શેઠ આવ્યા કે નાખો વખારે" તે પ્રમાણે વખારે નાખી મૂકેલું. વળી સંસ્કૃત પ્રમાણે અહીં પણ left શબ્દ હલકા અર્થમાં વપરાય છે. કોઇ માણસને left-handed compliment આપવું એટલે તેનું અપમાન કરવું એવો અર્થ થાય છે. To do one the left એટલે કામ ન કરવું. અને left handed marriage એટલે પારકી છોકરીને લઇને નાસી જવું. વળી left શબ્દ right શબ્દના વિરુદ્ધ અર્થમાં વપરાતો હોવાથી તેનો અર્થ rightની વિરુદ્ધ એટલે wrong એવો કરવામાં આપે છે. સંસ્કૃતમાં **वाम** શબ્દ **दक्षिण**ના વિરુદ્ધ અર્થમાં વપરાય છે. અને **दक्षिण**નો અર્થ "ડાહ્યું" પણ થાય છે, માટે **वाम**નો અર્થ કોઇ "ગાંડું" પણ કરવા ધારે તો કરી શકે છે.

ઉપયોગ ન કરવાથી દરેક અવયવ નિર્બળ પડે છે. ડાબા હાથની દરકાર રાખવામાં આવતી નથી તેથી તેના વડે કામ થઈ શકતું નથી. બાકી તેનામાં કામ કરવાની શક્તિ નથી એમ કહેવું તે તદ્દન જૂઠ છે. જેમનો જમણો હાથ કપાઈ ગયો છે, અથવા નકામો થઈ ગયો હોય છે તે બહુ સારી રીતે ડાબા હાથથી સર્વ કામ કરી શકે છે. (મારી જાત્ય વિષે થોડો ઉલ્લેખ કરૂં તો ક્ષમા આપશો? કે જાત્યની અલિપ્તતા **सर्वं खल्विदं ब्रह्म** કહીને દર્શાવું? હું પોતે ડાબેરી હોવાથી સર્વ કામ ડાબા હાથથી કરી શકું છું, અને "ડાબેરીના દોઢા ઘા" એ લોકોક્તિ અનુસાર બીજાઓ કરતાં

વધારે સારી રીતે કરી શકું છું. વળી પ્રયાસને પરિણામે જમણા હાથથી પણ હું દરેક જમણેરી જેટલું કામ કરતાં શીખી ગયો છું. ખાત્રી કરવી હોય તેમણે જાતે આવીને જોઇ જવું.)

બાળકો નાનપણમાં ડાબા હાથ તરફનો પોતાનો સ્વાભાવિક પક્ષપાત દર્શાવે છે ત્યારે માબાપો અને શિક્ષકો ડાબો હાથ તે જાણે અંત્યજ હોય, અસ્પૃશ્ય હોય* અને તેના વડે કામ કરવાથી કામ છોવાઇ જતું હોય તેમ તેમની પર ચીડાઇ જઈ તેમને જમણો હાથ વાપરવાનું શીખવે છે—જમણો હાથ જ વાપરવાની ફરજ પાડે છે. આ પ્રમાણે ડાબા હાથ સામેનું વેર પેઢી દરપેઢી ચાલતું આવે છે—પોષાતું આવે છે. અને જેમ દેશીઓને મોટા હોદ્દાઓ અપાતા નથી તેથી તેમનામાં લાયકાત આવતી નથી, તે પ્રમાણે ડાબો હાથ પણ અણઘડ રહી ગયો છે. તેને વાપરવા લાગો અને પછી જુઓ કે તમારી શક્તિ બમણી થાય છે કે નહિ? તમારી શક્તિ બેવડી થાય એનો અર્થ એ જ કે દુનિયાની શક્તિ બમણી થશે. સ્ત્રીઓને સમાન હક્ક અપાવવાના હિમાયતીઓ કહે છે કે સ્ત્રીઓની મદદ ખોવી તે અર્ધી દુનિયાની મદદ ખોવા બરાબર છે. તે જ દલીલ અહિં પણ વાપરી શકાય. એટલે મારી લડત કેટલી મહાન છે તે સમજાશે. અમારી લડત અરધી દુનિયા માટે છે, અને અમારી ટેક ( burden of the song ) છે–" અરધી દુનિયા રહે બાકી તે કેમ ખમાયે હાય!"

---

* હવે તો અંત્યજો પ્રત્યેના અન્યાયો પણ દૂર થવા લાગ્યા છે. બાકી રહ્યો બિચારો ડાબો હાથ!

પાંદડીઓ

## ૧

સાપ જમીનમાં દર ખોદી શકતો નથી. પણ તે બહુ ચપળ અને ભયંકર હોવાથી સહેલાઇથી ઉંદરના ખોદેલ દરમાં પેસી જાય છે. ઉંદર બીચારો ચાંચ વતી ખોતરી ખોતરીને જમીનમાં ખાડો પાડી હાશ કરીને અંદર બેઠો હોય ત્યાં સાપ પ્રવેશ કરી તેને ખાઈ જઈ, માલિકના હક્કથી દરમાં બિરાજમાન થાય છે. તે પરથી કહેવત પડી છે: " ખોદે ઉંદર, અને ભોગવે ભોરિંગ. "

આ કહેવત રાજકીય ક્ષેત્રમાં અંગ્રેજ અને ફ્રેન્ચને આબાદ લાગુ પડે છે. ફ્રેન્ચોએ કેનેડામાં સંસ્થાનો વસાવ્યાં અને સપ્તવાર્ષિક વિગ્રહમાં અંગ્રેજો તેના ધણી થઈ પડયા. હિંદમાં ડુપ્લેએ યુરોપીય રાજ્ય સ્થાપવાની યોજના ઘડી. હિંદી સિપાઇઓને કેળવવા, દેશી રાજ્યોના આંતરકલહમાં " બે બિલાડી અને વાંદરો " એ ન્યાયે પડવું અને રાજ્ય સ્થાપવું એ શોધ ડુપ્લેની હતી. પણ તેનો ઉપયોગ કર્યો અંગ્રેજે. ફ્રેંચોને તેમના જ શસ્ત્રથી મહાત કરી, અંગ્રેજોએ હિંદમાંથી તેમની સત્તા મીટાવી

દીધી, અને તેમણે તૈયાર કરેલ ક્ષેત્રમાં યથેચ્છ મહાલવા માંડયું. તે કેટલી હદ સુધી એ તો જાણી જાણીને આપણી બુદ્ધિ બહેર મારી ગઈ છે. અને પછી જુઓ ઇજિપ્ત તરફ. સુવેઝ કેનલ બનાવનાર લેસેપ્સ ફ્રેન્ચ ઈજનેર હતો. ફ્રેન્ચ પૈસા અને કારીગરોની મદદથી સુએઝ કેનલ બંધાઈ પણ તેનો લાભ ઉઠાવ્યો અંગ્રેજે. અને તેને અંગે ફ્રાન્સે ઇજિપ્તમાં જે લાગવગ મેળવી તેનો પણ પુરેપુરો લાભ ઉઠાવ્યો આજ વેપારી પ્રજાએ. છેલ્લા વિશ્વવ્યાપી વિગ્રહનાં અનેક વિનાશક યુદ્ધો ફ્રાન્સની ભૂમિપર ખેલાયાં અને તેથી ફ્રાન્સને પારાવાર નુકસાન થયું, અને બદલો થોડો જ મળ્યો. અંગ્રેજોએ પણ તેમાં ઘણું સહન કર્યું પણ તેનો સારો બદલો બ્રિટિશ સામ્રાજ્યને એશિયા અને પૂર્વ આફ્રિકામાં મળેલા પ્રદેશોથી વળ્યો. એટલે રાજકીય ક્ષેત્ર માટે આ કહેવત બનાવી શકાય કે 'ખોદે ફ્રેન્ચ અને ભોગવે અંગ્રેજ.'

૨

"કેમ ભાઈ મેં તો છાપામાં વાંચ્યું હતું ને કે તમે મરી ગયા ?" શિવશંકરે પૂછયું.

"હા, તમે વાંચ્યું હશે, પણ હવે તો તમે જુઓ છો ને કે હું મરી નથી ગયો, પણ જીવતો જાગતો છું," જીવશંકરે ચીડાઈને જવાબ આપ્યો.

"હું માની શકતો નથી. મેં તમારા મૃત્યુ વિષે જે છાપામાં વાંચ્યું હતું તે ઘણું પ્રતિષ્ઠિત છે. તમે ખરેખર જ જીવતા થયા હશો તો એ સમાચાર પણ છાપામાં આવશે. એ ન આવે ત્યાં સુધી મારાથી કેમ માની શકાય ?" શિવશંકરે નિર્ણય સંભળાવી દીધો.

નાસીકના અંત્યજોએ રામચંદ્રજીના મંદિરમાં પ્રવેશ કરવા માટે પ્રયત્ન કર્યો, પણ સનાતનીઓએ મંદિરના દરવાજા બંધ કરી દીધા. તેમને સમજાવવા ડૉ. કુર્તકોટિ શંકરાચાર્ય વગેરે અનેક સમજુ અને ધર્મજ્ઞ લોકોએ પ્રયાસ કર્યો પણ બધું નકામું ગયું. છેવટે થાકીને શંકરાચાર્યે કહ્યું, "રામચંદ્રજી પોતે આવીને કહે કે મારા મંદિરના દરવાજા અંત્યજો માટે ખુલ્લા મૂકો તો પણ આ સનાતનીઓ તેમ કરે તેવા નથી" અને તે બરાબર છે. આ સનાતનીઓએ કાંઈ રામચંદ્રજીના કહેવાથી તેમની પૂજા કરવાનું શરૂ કર્યું નથી, તો પછી ખુદ રામચંદ્રજી આવે તો પણ તેઓ શા માટે અંત્યજોને રામજીમંદિરમાં આવવા દે ? તેમણે તો ધર્મગુરુઓ, અને તે પણ શંકરાચાર્ય જેવા ભણેલા નહિ પણ પોતાના જેવા જ અજ્ઞાનીઓના શિક્ષણ નીચે સેંકડો વર્ષોથી પોતાનો "ધરમ" નભાવ્યો છે, એટલે હવે પાછા આજ "ધરમગુરુઓ" જ્યાં સુધી ન કહે ત્યાં સુધી તેઓ બિલકુલ અંત્યજોને મંદિરપ્રવેશ કરવા દે નહિ.

૩

આજકાલ હિંદુસ્થાનમાં રાજદ્રોહનો રોગ ફાટી નીકળ્યો હોય એમ લાગે છે. સરકારી રાજ્યમાં રાજદ્રોહ અને દેશી રાજ્યમાંય રાજદ્રોહ. આનો તે કાંઈ ઉપાય હશે કે નહિ જ હોય એવો વિચાર ચાલ્યા કરતો હતો, તેવામાં મારા હાથમાં એક પુસ્તક આવી ચડ્યું—'નીતિ ધર્મનાં મૂળતત્ત્વો!' નવાનગર સ્ટેટના કેળવણી ખાતાએ તે પ્રસિદ્ધ કર્યું છે. તેમાં રાજદ્રોહ રૂપી રાજરોગનો ઉપચાર શોધવાનો પ્રયત્ન લાગે છે. બાળકોને નાનપણથી જ રાજભક્તિના રંગથી રંગવામાં આવે તો મોટપણે તેમનામાં રાજદ્રોહ પેદા થાય જ નહિ. આ પુસ્તકમાં

આવો બોધ ભારોભાર ભર્યો છે. જેમ કે: 'પ્રજાએ રાજાની આજ્ઞા પાળવી, અને દેવ માફક પૂજા કરવી. રાજાને પ્રેમભક્તિથી પ્રણામ કરી નિરંતર તેમની આજ્ઞાને શિરપર ચડાવવી.' વગેરે વગેરે. પણ દરેક ઉપચાર કરતી વખતે પરેજી પાળવી જોઇએ છીએ. તે પ્રમાણે આ ઉપચાર ચાલતો હોય ત્યારે રશિયાની રાજક્રાન્તિ કે ઈંદોરના મહારાજા તુકોજીરાવના ગાદી ત્યાગના જેવા પ્રસંગોની વાત વિદ્યાર્થીઓના કાને પડવા દેવી નહિ. તે જ પ્રમાણે તેમને જો ઇંગ્લાંડનો ઈતિહાસ શીખવવામાં આવતો હોય તો ઉપચાર ચાલે તેટલો સમય ચાર્લ્સ રાજાને પ્રજાએ ગરદન માર્યો હતો તે વાત શીખવવી નહિ.

૪

મારા ગામનો રામો પટેલ બહુ ચાલાક માણસ હતો. કાંઈ ભણ્યો નહતો પણ હૈયાઉકલત ભારે. સરદાર વલ્લભભાઈ અત્યારે ખેડૂતોમાં ચળવળ ચલાવી રહ્યા છે તેના સમાચારો વાંચું છું ત્યારે મને રામા પટેલની એક વાત બહુ યાદ આવે છે. તે કહેતો "શરકાર અમારી પાંહેથી વેરો લે સે, પણ અમને શરકારી ખાતામાંથી શીનો લાભ મળે સે ? અમારા સોકરા કોલેજમાં કે ઇસકોલમાં ભણવા મુંબઈ અમદાવાદ જાવાના નથી; મોટી મોટી ઇસ્પીતાલું તે શહેરમાં, એટલે ઇએ અમારે કંઈ અરથ નો આવે.સરકાર સડકું ઉપર પથરા નંખાવે, ડામર ઢળાવે, પણ ઈ બધું અમલદાર ને ગોરાવ ને શેઠીયાવની મોટરૂં દોડે એવા શેરના રસ્તા માથે. મોટા ભારે ભારે પગારના ગોરાનાં લશ્કર રાખે તે અમારી ઝુંપડીમાંથી તે શું લુંટવાનું હતું ? લુંટાય તો સરકારની તીજોરીયું ને શાબના ને શેઠીયાવના બંગલા. અમે તો કંઈ છી કે માબાપ લશ્કર ફશ્કરની અમારે

કંઈ જરૂર નથી, અમને સુખે રેવા દ્યો ને કરભાર ઓછો કરો તો બસ. સુખે રોટલો મળે તો ઘણું."

૫

એક સાંઈબાવા રસ્તે ચાલ્યા જતા હતા, ત્યાં એક સોનીની દુકાન આવી. સોનીને પતરું ટીપતો જોઈ સાંઈ બોલ્યા "અબે સોની, એ ધોકેકું સોના લગાદે." સોનીએ નવાઈ પામી પૂછ્યું "સાંઈબાવા, પાગલ તો નથી થઈ ગયા ને ?" સાંઈ કહે "લગાદે તો તું પાગલ, મેં તો મેરા સવાલ નાખતા હું."

બારડોલી વગેરે તાલુકાઓમાં આજ પ્રમાણે જમીન મહેસુલના વધારાનો "સવાલ" નાખવામાં આવ્યો હતો, અને હમણા બાગલાણ વગેરે દક્ષિણના તાલુકાઓમાં પણ એવો જ સવાલ નંખાયો હતો. સવાલનો જવાબ પણ બરાબર જ દરેક સ્થળે અપાયો છે એમ લાગે છે.

૬

અત્યારની દુનિયામાં જાતિ શાસ્ત્ર (sex science) માં હેવલોક એલીસનું નામ પ્રથમ આવે છે. તેણે Sex In Relation To Society નામનું પુસ્તક લખ્યું છે. તેમાં કહ્યું છેઃ "હિંદુસ્થાનના લશ્કરમાં દેશી સિપાઇઓ કરતાં ગોરા સિપાઇઓમાં (ચાંદી, પ્રમેહ વગેરે) સંયોગજન્ય રોગ દશગણો વધારે જોવામાં આવે છે." અરેરેરે ! બિચારી મીસ મેયો !

૭

એક માણુસ ભડકેલની માફક દોડયો જતો હતો, તેને રસ્તે એક ડોશીમા મળ્યાં. ડોશીમા કહેઃ—"અરે ભાઈ, કેમ આમ હાંફળાફાંફળા દોડવા માંડયું છે !" પેલો માણુસ કહે, અરે માજી, કાંઈ પૂછવાની વાત નથી. મારી પાછળ બે

ત્રણ માઈલથી એક માણુસ દોડયો આવે છે. વિકાળ મોં, ભયંકર આંખો ને સૂપડા જેવી તેની દાઢી જોઇને મારાં તો ગાત્રજ ઢીલાં થઈ ગયાં છે. ડોશી કહે, 'અરે ભાઈ, તારી પછવાડે તો કાંઈ નથી, તું કહે છે એવો તો આ તારો પડછાયો છે, તે એનાથી તું ભડકયો લાગે છે.' આવી જ મનોદશા અત્યારે કેટલાક હિંદી રાજાઓની થઈ રહી છે. તેમના મનમાં હિંસા, દ્વેષ, અવિશ્વાસ ભરાઈ રહ્યાં છે એટલે એ પ્રજામાં પણ તેનું જ પ્રતિબિંબ જુએ છે, અને આ પોતાના જ મનના ભૂતથી ભડકી કાંઈ કાંઈ અકાંડતાંડવ કરી મૂકે છે.

૮

"કાઠિયાવાડમાં...સ્ટેટના ઠાકોર સાહેબે હમણાં કેટલાક નવા નોકરોને રજા આપી, કારણ તે દીવાનના સગા હતા એવી લોકો તરફથી અરજી આવી હતી."

આ ઉપર ટીકા કરતાં કેટલાક પ્રગતિમાન વિચારવાળા પત્રોએ પણ ઠાકોર સાહેબની ન્યાયપ્રિયતાનાં વખાણ કર્યાં છે. પણ મને તો એમાં કાંઈજ વખાણ કરવા જેવું લાગતું નથી. આ તો ચાળણી કરબડાને કહે તારાંમાં કાણું છે એના જેવો કિસ્સો છે. પોતાના મૂર્ખ, દારૂડીયા, લંપટ ગમે તેવા અપલક્ષણુથી ભરપૂર દીકરાને જ આ ઠાકોર સાહેબ પોતાની ગાદી આપી જશે, તો પછી દીવાન પોતાના સગાને નોકરી આપે એમાં રાજનું શું બગડી ગયું એ જ મને તો સમજાતું નથી. આનું નામ "એરણની ચોરી ને સોયનું દાન"

૯

જૂના વખતમાં એક ભેંસોની સભા ભરાઈ હતી. પ્રાચીન ગ્રંથો કહે છે કે આ સભાનો ઊદ્દેશ ઇશ્વર એટલે શું તે જાણવાનો.

અને તેને મેળવવા ઉપાય શોધવાનો હતો. તે માટે જુદાં જુદાં ડોબાંઓએ શીંગડાં હલાવતાં હલાવતાં અને વાગોળતાં વાગોળતાં પોતપોતાનો અભિપ્રાય દર્શાવવા લાંબાં ભાષણો કર્યાં. તેનો સાર એ હતો કે ઇશ્વરનો રંગ કાળો છે, તેને બે મોટાં વળદાર શીંગડાં છે, તેને ચાર પગ અને આંચળ છે, અને તે રોજ દસ મણ દૂધ કાઢે છે. તે પોતાના ભરવાડનું જીવના જોખમે જતન કરે છે, ગળાની સાંકળ પર હીરાજડિત હેમના હાર જેટલું વહાલ રાખે છે, અને તે એક મોટી ગમાણવાળી કોડમાં રહે છે, જેને સ્વર્ગ કહેવામાં આવે છે.

આ મહીષીઓએ કરેલી મીમાંસા આપણા ભલભલા વિનીત રાજદ્વારીઓને શોભે એવી છે. એ રાજદ્વારીઓ સ્વરાજ્યની શોધમાં નીકળ્યા, અને શોધી કાઢયું ડોમીનિયન સ્ટેટસ. સામ્રાજ્યના વાડામાં રહેવું, સામ્રાજ્ય માટે જીવવું, સામ્રાજ્ય માટે મરવું; સ્વરાજ્ય એટલે ડોમીનિયન સ્ટેટસ.

૧૦

"ટાઇમ્સ" લખે છે કે ઉત્તર હિંદના એક શહેરમાં આમંત્રિત ગૃહસ્થોની એક જંગી સભા થઈ હતી, પણ કાંઇ કામ કર્યા વિના જ તેને વિખરાઈ જવું પડયું; કારણ કેટલાક વિરોધીઓએ સભામાં ગધેડાં લાવી રાખ્યાં હતાં, અને વ્યાખ્યાનકર્તાએ ભાષણ શરૂ કર્યું કે તરત જ તેમણે ગધેડાંઓ પાસે ભૂંકાભૂક કરાવી મૂકી.

આ રસિક હકીકત વાંચતાં કેટલીક શંકાઓ ઊભી થાય છે, તે રસક્ષતિની દરકાર ન કરતાં અમે રજુ કરીએ છીએ. પહેલું તો એ જ કે કહેવાયું છે તે પ્રમાણે તો "આમંત્રિત ગૃહસ્થો"-નીજ આ સભા હતી, તો આ ગર્દભરાજોને આમંત્રણ કોણે

રીતે મળ્યું? તેમની ગણુના "ગૃહસ્થો"માં કોણે કરી? અને અને બીજું, ધારો કે કોઈ રીતે તેમને સભામાં ઘુસાડવામાં આવ્યાં, તોપણ બરાબર ધારેલા વખતે જ તેમની પાસે ભૂંકણુ શી રીતે કરાવવામાં આવ્યું? અને સૌથી મોટી શંકા તો એજ છે કે ગધેડાંએ જંગી સભાના જંગી ભાષણકર્તાના અવાજને પોતાની ભૂંકભૂંકાથી શી રીતે દબાવી શક્યાં?

૧૧

કાશીના એક ૭૩ વર્ષના પંડિતજીએ એક ૧૩ વર્ષની બાળા સાથે સાતમા વખતનું લગ્ન કર્યું છે એવા સમાચાર વર્તમાનપત્રો આપે છે. પણુ આ પંડિતજી શાસ્ત્રી છે, તેથી એમણે આવાં લગ્નોના શાસ્ત્રાધાર શોધી કાઢ્યા હશે એટલે તેમની સાથે લગ્ન શાસ્ત્રવિરુદ્ધ હોવાની દલીલ ચાલી શકશે નહિ. વળી તે કાશીના પ્રસિદ્ધ વૈદ્યરાજ છે. એટલે ચ્યવનપ્રાશાવલેહ વગેરે દવાઓ ખાઈ તે ચ્યવન મુનિની માફક યૌવન પાછું મેળવશે તેથી બીજી ત્રીજી દલીલો પણુ તેમની સામે નભી શકે તેમ નથી. તો પછી કાશીના લોકોમાં આ લગ્નથી ખળભળાટ મચી રહ્યો છે, એમ છાપાંઓ શાથી કહેતા હશે? યુરોપમાં પણુ વૃદ્ધલગ્નોના દાખલાઓ બને છે એવું હજુ અનેક અંગ્રેજી ભણેલા, જો જરૂર પડશે તો દેખાડી આપશે એમાં અમને શંકા નથી. હમણા હમણા વૃદ્ધલગ્નો અટકાવવા કોર્ટોનો આશરો લેવાનું જુવાનીઆઓ શીખ્યા છે. પણુ હમણાં જ કરાંચીની એક કોર્ટે વરરાજા વૃદ્ધ છે એજ કારણુસર લગ્ન અટકાવવાની ના કહી છે. એ વૃદ્ધ લગ્નની ફતેહ ઉપર આ બીજી જબરદસ્ત જિતના સમાચાર સાંભળી "સનાતન ધર્મનો સદોદિત વિજય" ઇચ્છતા ભદ્રંભદ્રો

પંડિતજીને મુબારકબાદી આપવાની સભાઓ ભરે તો નવાઈ ન કહેવાય.

૧૨

સને ૧૮૨૮માં સર જોન માલ્કમ મુંબઇનો ગવર્નર હતો, ત્યારે તેણે કેળવણીનો પ્રચાર કરવાની તરફેણમાં લખ્યું હતુંઃ "માત્ર મુંબઇમાં જ અંગ્રેજી શાળાઓ સ્થાપવાના પરિણામે કારકુનો અને મહેતાઓનો પગાર ઘણો વધારે રહે છે ...... કોઈ વસ્તુની કિંમત ઘટાડવી હોય તો તેની પેદાશ વધારવી જોઈએ. તેથી સુરત અને પુનામાં અંગ્રેજી શાળાઓ સ્થાપવી જોઈએ." હવે ઠેકઠેકાણે અંગ્રેજી શાળાઓ થવાથી આ વસ્તુની પેદાશ ખપ કરતાં પણ વધી ગઈ છે. એટલે હવે તો એ માલની જાતમાં સુધારો કરવાની જરૂર છે. અને તેથી જ ફી વધારવાની અને પરીક્ષા અઘરી કરવાની સૂચના હમણાં જ કેળવણી ખાતાના અહેવાલમાં બહાર પડી હશે!

૧૩

એક નવાબની વાત થોડાં વર્ષો પર સાંભળી હતી. નવાબ સાહેબ બહુ સરળ હૃદયના માણસ, પણ રાજકાજમાં બેદરકાર. એક દહાડો નવાબની મોટર એક ગામડા પાસેથી પસાર થતી જોઈ ગામડીઆઓ નાસવા લાગ્યા. નવાબને આશ્ચર્ય થયું. એકાદ બે માણસને પકડી મંગાવી પૂછ્યું, "કેમ નાસો છો? હું તો તમારા માબાપને ઠેકાણે ગણાઉં." ગામડીઆએ કહ્યું "સાહેબ, અમે જાણ્યું વેઠ આવશે તેથી ડરી ગયા." નવાબના આશ્ચર્યમાં ઓર વધારો થયો. તેમણે પૂછ્યું:"વેઠ કોનસા જાનવર હૈ?" ગામડીઆઓએ ખુલાસો કર્યો કે વેઠ કોઈ ભયંકર જાનવર નથી, પણ વેઠ એટલે અમને દરબારી નોકર કામ કરવા લઈ જાય

અને કાંઈ મજૂરી આપે નહિ.' 'કામ કરાવીને પૈસા ન આપે ? કેટલું અન્યાયી હું તો એવું કદીજ કરૂં નહિ.' નવાબે ખુલાસો કર્યો.

એ ભોળા નવાબના રાજ્યમાં પછી વેઠ બંધ થઇ કે નહિ તેનો ખુલાસો આ વાત કહેનાર કદી કરતા નથી; અને એમાં જ એની ખુબી આવી જાય છે.

૧૪

એક જાણીતું વાકય છે : **धर्मो रक्षति रक्षितः**—એટલે પોતાનું રક્ષણ કરનારનું ધર્મ રક્ષણ કરે છે. આ વાકયનું સત્ય અમદાવાદનાં કેટલાંક મંદિરો જોતાં મને બરાબર સમજાય છે. મંદિરની મેડી, નિશાળ, ઓફિસ, કે કોઈ ગૃહસ્થના ઉપયોગ માટે ભાડે આપેલ હોય, એટલા ઉપર પાનબીડીબાકસની બેચાર દુકાનો હોય, ગલીમાં પડતી બાજુ પર બેચાર કોટડીઓ કાઢી પાંચ દશ રૂપિયાના ભાડાથી કોઈ ગરીબ મજુરને આપી હોય, ને વચ્ચે થોડી જગ્યામાં મહાદેવજી કે રામચંદ્રજી કે કૃષ્ણ ભગવાનને બેસાડી દીધા હોય. આવા મંદિરોના માલિકોનું ખરેખર ધર્મ જ રક્ષણ કરે છે. બીજો કાંઈ ધંધો ન કરે તો પણ ભાડામાંથી જ તેમને પૂરતું મળી રહે છે.

૧૫

"કેળવણી એટલે શું ?" તેના અનેક ઉત્તરો અત્યાર સુધીમાં અપાયા છે. પણ આપણે ત્યાં હાલમાં જે કેળવણી અપાઈ રહી છે તેના અનુભવ પરથી તો મને નીચેનો જવાબ જ સાચો લાગે છે.

"એક માણસ પોતાને જેનું જ્ઞાન નથી એવું કાંઈક, જેને તે શીખવાની વૃત્તિ નથી તેને શીખવે, અને તેમાં વિશારદ થયાનું પ્રમાણ પત્ર આપે, એટલે કેળવણી આપી એમ જાણવું."

૧૬

જાણીતા હિંદી દેશભક્ત સકલાતવાળાએ " ઇંડીઅન સિવિલ સર્વિસ" એ નામ તદ્દન ખોટું છે એમ ઘણીજ સચોટ રીતે દર્શાવી આપ્યું છે. એ ઈન્ડીઅન નથી કારણ તેમાંનો ઘણો મોટો ભાગ અંગ્રેજ છે; સિવિલ નથી કારણ સનંદી નોકરોની ઉદ્ધતાઈના નમુનાઓથી હિંદી છાપાંઓ ઉભરાય છે; અને સર્વિસ એટલે સેવા નથી, પણ મોટા મોટા પગાર, પેન્શન ને રજાઓના લાભવાળી કાયદેસર લુંટ છે.

૧૭

હિંદુસ્તાનની ખેતીવાડી સુધારવા સરકારે કમિશન નીમ્યું હતું. તેણે ભલામણ કરી છે કે ખેતીની શોધખોળ માટે કાઉન્સિલના સભ્યોની ઇંગ્લાંડથી આયાત કરવી. કારણ? કારણ તો વળી એજ કે ઇંગ્લાંડ જગતના ખેતીપ્રધાન દેશોમાં શ્રેષ્ઠ છે. વળી ઇંગ્લાંડની મુખ્ય પેદાશ લોઢું છે અને ત્યાં બેકારી છે, માટે મારી સખત ભલામણ છે કે ઇંગ્લાંડથી લોઢાનાં હળ પણ હિંદે મંગાવવાં, અને જો કાઉન્સિલ આ પ્રમાણે ભલામણ ન કરે તો તેની સામે વિરોધ ઉઠાવવો અને હિંદમાં સ્થળે સ્થળે બારડોલી ઊભું કરવું.

૧૮

" કૌમુદી"એ હાઈમાટ નામનું પુસ્તક ભેટ આપ્યું છે. આ જર્મન નાટકના ગુજરાતી ભાષાંતરમાં થીરીઝા મેરીને પૂછે છે " નવરાત્રિના ગરબાથીએ ચઢી જાય?" અને પછી "મુછમાં હસતી હસતી જાય છે." થીરીઝા છે તો જર્મન ચાકરડી. એને આપણી નવરાત્રિની શી માલૂમ? અને એ બિચારીને ભાષાંતરકારે મૂછો શાને ઉગાડી હશે? પણ જ્યાં

રવિ ન પહોંચે, ત્યાં કવિ પહોંચે તો ભાષાંતરકારને જ શા માટે કાંઈ અશક્ય હોવું જોઇએ ? એટલે તેમણે ડૉ. ફ્રેનકેલર પાસે કહેવડાવ્યું છે "બધા કાંઈ સુંદરી અને બાપુલાલ ઓછા જ થાય છે?" પણ આ પુસ્તક તો કૌમુદીની ભેટ તરીકે આપ્યું છે માટે હવે ધર્મની ગાયના દાંત નહિ જોવી જોઇએ.

૧૯

કવિ દલપતરામની એક ઝમકદાર કવિતા છે.

નર સેજ સુબુદ્ધિ ન વાવરશે;
વરસે વરસાદ મરે તરશે.

મીઠાની બાબતમાં હિંદી સરકારની નીતિના પરિણામે હિંદની સ્થિતિ આવી થઈ છે.

હિંદની ત્રણ બાજુ દરીઓ છે, છતાં હિંદ દરવર્ષે લાખો રૂપીઆનું પરદેશી મીઠું આયાત કરે છે. હવે શ્રી. કેલકર જેવા દેશભક્તોના આગ્રહથી સરકારે તપાસ ચલાવી છે કે મીઠાની બાબતમાં હિંદ સ્વાવલંબી થઈ શકે તેમ છે કે નહિ ? પાણીની બાબતમાં હિંદ સ્વાવલંબી થઈ શકે કે નહિ ? તથા એથી આગળ વધી હવાની બાબતમાં હિંદ સ્વાવલંબી થઈ શકે કે નહિ એવા પ્રશ્નો ચર્ચવાનો વખત આગળ જતાં હિંદમાં ઉત્પન્ન થાય તો મને નવાઇ ન લાગે.

૨૦

અંગ્રેજી રાજ્યથી હિંદની પ્રજા ચુસાઈ ગઈ છે એમ કહેવાય છે પણ તેમાં સૌથી વધારે ચુસણ ખેડૂતોનું થાય છે. આનાં અનેક કારણો અત્યાર સુધીમાં અપાઈ ગયાં છે પણ હજુ એક કારણ કોઈએ આપ્યું નથી. ઈંગ્લાંડ તો કહેવાય છે જહોનબુલ જેનું ભાષાંતર આપણે મકનો આખલો

એવું કરી શકીયે. હવે આખલાથી વધારેમાં વધારે ત્રાસ તો ખેડૂતોને જ થાય ને? આ આખલાનો શોખ જ છે હિંદનાં હરિયાળાં ખેતરોમાં ચરવાનો, અને આપણે હિંદીઓ રહ્યા અહિંસક અને ગૌમાતાનાં પૂજક એટલે આપણે તો એ ત્રાસ વેઠવો જ રહ્યો. એક બે કડવા અનુભવો પછી અફઘાનીસ્તાનમાં ચરવા જવાનો જોન બુલે વિચાર માંડી વાળ્યો છે.

આપણે રહ્યા 'સમદૃષ્ટિ ને સર્વસમાન' એવા સિધ્ધાંતમાં માનનારા. તેથી સંપૂર્ણ સ્વાતંત્ર્યનો નિશ્ચય જાહેર કર્યા છતાં અંગ્રેજોએ આપણાથી બહુ ડરવા જેવું નથી. આપણે માત્ર ઇચ્છીએ છીએ એટલું જ કે આ 'બુલ' ( આખલો ) 'ઓક્સ' ( બળદ ) બની જાય. અને અત્યારે હિંદનાં ખેતરોમાં પ્રજાને દબાવીને યથેચ્છ ચરી ખાય છે તેને બદલે એ ખેતરો ખેડવા માટે ખેડૂતોનો સાચો સેવક બની કામે લાગી જાય. આમ થાય તો હિંદમાં અંગ્રેજોને પુરેપુરો આદર આપવા અમે તૈયાર છીએ. મહાત્મા ગાંધીજી જે ડોમેનીયન સ્ટેટસ સ્વીકારે તે સામ્રાજ્યમાં આ જાતની ભાગીદારી.

## ૨૧

"વકીલ તાપીશંકર કપિલાશંકર, જત, અમો નીચે સહી કરનાર સોમાજી ગોમાજીએ તમારા રૂપિયા ૫૦૦૦) અંકે પાંચ હજાર લીધા છે, તે અમને યોગ્ય લાગશે ત્યારે, અમારી સગવડ પ્રમાણે ભરી આપવા છે;" આવું ખત કરાવી રૂપિયા ધીરનાર કોઈ વકીલ તમે સાંભળ્યો છે? નહિ? તો એથી ખરાબ ખત સ્વીકારનાર વકીલ બારીસ્ટરો જુઓ.

વાત એમ બની કે યુરોપમાં લડાઈ થઈ. જર્મનીએ પ્રવાહી અગ્નિ અને ઝેરી વાયુની શોધ કરી મિત્રરાજ્યોને ગભરાવી

મૂક્યાં. રશિયા ઝારશાહીનો અંત લાવી લડાઈમાંથી ખસી ગયું. તુર્કસ્થાન જર્મની સાથે ભળ્યું, ને મેસોપોટેમીયામાં હિંદી લશ્કરની દુર્દશા થઈ. આ કટોકટીના વખતે બ્રિટીશ સરકારે પેલું ૧૯૧૭નું નામચીન જાહેરનામું બહાર પાડ્યું, હિંદને સ્વરાજ્ય આપવું પણ રફતે રફતે, બ્રિટીશ પાર્લામેન્ટને યોગ્ય લાગે ત્યારે અને યોગ્ય લાગે તેવી રીતે. એ સાંભળીને હિંદના બડા બડા વકીલ બારિસ્ટરો ખુશ ખુશ થઈ ગયા! વાહ હિંદને સ્વરાજ્ય મળી ગયું!

# ધર્મ કેવી એકતા સ્થાપે છે

યુનાઇટેડ સ્ટેટસના દક્ષિણના પ્રાંતોમાં અનેક હબસી ગુલામો હતા. આ ગુલામોમાં ખ્રિસ્તી ધર્મનો ફેલાવો કરવા માટે પાદરીઓ ઇંતેજાર હતા. પણ ગુલામોના માલિકોના મનમાં એવો ભય રહેતો કે ખ્રિસ્તી થવાથી કદાચ ગુલામો યુરોપિયનોના જેવા મનુષ્ય ગણાઈ જશે, અને તો પછી તેમનો વેપાર નહિ થઇ શકે, તેમને મિલ્કત નહિ ગણી શકાય.

આવી શંકાઓનું સમાધાન કરવા માટે ઈ. સ. ૧૭૨૭માં લંડનના બિશપે એક પત્ર લખ્યો હતો. તેમાં તેણે જણાવ્યું હતું: "ખ્રિસ્તી થવાથી અથવા ગોસ્પેલનું જ્ઞાન મેળવવાથી મિલ્કત સંબંધી હકકોમાં કાંઈ જ ફેરફાર થતો નથી, અને માણસની દુનિયાદારીની સ્થિતિ જેવી હોય તેવી ને તેવી જ રહે છે. ખ્રિસ્તી ધર્મ જે આપે છે, તે તો પાપમાંથી મુક્તિ; સેતાનના પંજામાંથી સ્વતંત્રતા. ખ્રિસ્તી થવાથી માણસ વાસનાઓની ગુલામીમાંથી છૂટો થાય છે; શેઠની ગુલામીમાંથી નહિ. બાપ્તિસ્મા લીધા છતાં ગુલામ તે ગુલામ જ રહે છે અને સ્વતંત્ર મનુષ્ય સ્વતંત્ર જ રહે છે."

ધર્મનું આવું સ્વરૂપ માત્ર યુરોપ અમેરિકામાં જ નથી. આપણા દેશમાં પણ અનેક સનાતનીઓ કહે છે કે અમારા ધર્મમાં સર્વને સમાન ગણવાનું કહેવામાં આવ્યું છે. ગીતામાં કહ્યું છે કે ચાંડાલ અને બ્રાહ્મણ, ગાય અને ગધેડા તરફ સમાન દૃષ્ટિ રાખવી;એટલે અમે દૃષ્ટિ સમાન રાખીએ છીએ, વર્તન નહિ.

પણ ધર્મ આટલેથી જ અટકતો નથી. એથી આગળ વધી ધર્મ તો એમ કહે છે કે 'માણુસ અંત્યજ જન્મે છે તે ઇશ્વરી નિયમ પ્રમાણે. પુણ્ય કરે તે રાજા થાય, રાજાને ત્યાં જન્મે. ધર્મ માણુસના હૃદયમાં દયા જગાડે તો એટલું જ શીખવે કે આ પાપીઓ જેમને ઇશ્વરે દુઃખી સ્થિતિમાં મૂકયા છે, તેમના તરફ દાનના ટૂકડા ફેંકવા.

ત્યારે ખરી હકીકત તો એ છે કે અનીતિમાન સમાજ-વ્યવસ્થાએ માણુસ માણુસ વચ્ચે ભેદભાવના કિલ્લાઓ રચ્યા છે. તે અન્યાયી દુર્ગો તોડી અભેદને પામવો એ જ સાચો ધર્મ છે. દયાળુ માણુસ ભૂખ્યાને અન્ન આપીને બેસી રહેતો નથી. ગરીબને જોઇ આપણુને દયા આવે છે અને આપણે તેને મદદ કરીએ છીએ તે શું છે? ખરી રીતે ભિખારીને જોઇ આપણુને ગ્લાનિ થાય છે. આપણી સ્વસ્થતા જતી રહે છે. તે સ્વસ્થતા પાછી લાવવાને માટે, આપણા મનને સંતોષ પમાડવાને માટે, આપણે કાંઇક નજીવું ફેંકીએ છીએ.

સાચો ન્યાયી માણુસ તો એમ સમજશે કે 'મિલ્કત એ ચોરી છે, મેં ચોરી કરી છે, માટે મારા અનેક ભાઇઓ ભૂખે મરે છે. હું પચાસ બંગલા પચાવી બેઠો છું, માટે ૫૦૦ માણુસો ફુટપાથ પર સુવે છે. મારી સ્ત્રીના પટારાઓ ને

કબાટોમાં હજાર સાડીઓ ને હજાર બ્લાઉઝ છે, માટે આટલી બધી સ્ત્રીઓ ધર્મ નગ્નાવસ્થામાં ચીંથરેહાલ ભટકે છે. પાપી તો હું છું, આ કોઈ નહિ. દયા તો મારી જાતની ખાઉં, ઉગરવાનું તો મારે છે.'

આવી ભાવના જેને થાય તે જ સાચો ધર્માત્મા.

પણ આવી ભાવના જાગે ત્યારે પણ જૂનવાણી ધર્માત્માઓ કાંઈ નવું ન જ કરી શકે. ભર્તૃહરિ રાજ્ય છોડે, પણ પોતાના નાનાભાઈ માટે. હજારો જૈન શ્રેષ્ઠીઓએ દીક્ષાગ્રહણ કર્યાની વાતો આવે છે, પણ મિલ્કત તો સર્વ પોતાના વારસોને જ સોંપતા જાય છે.

પણ આપણા આત્માના ઉદ્ધારનો અહીં પ્રશ્ન જ નથી. પ્રશ્ન તો છે જગતના ઉદ્ધારનો. દ્રવ્ય એ ઝેર ક્યારે બને છે કે ઝાઝા પ્રમાણમાં લેવાય છે ત્યારે. થોડા પ્રમાણમાં તો તે 'ટોનીક' છે. એટલે દ્રવ્યની સમાન વહેંચણીમાં જ આપણો પોતાનો અને જગત આખાનો ઉદ્ધાર છે.

# ઇતિહાસ અને પ્રચાર

ઇતિહાસની દેવીને સામ્રાજ્યવાદની દાસી બનાવવાના પ્રયત્નો અત્યાર સુધીમાં અનેક થયા છે, પણ લંડન યુનિવર્સિટીમાં પ્રો. જી. એમ. ટ્રેવેલીયને આપેલાં ભાષણો તેમાં સહેલાઇથી પ્રથમ દરજ્જો લઈ શકે. ગયા ત્રણસો વર્ષ દરમ્યાનના યુરોપના ઈતિહાસ ઉપરનાં આ વ્યાખ્યાનોમાં પ્રોફેસર સાહેબે પોતે શોધી કાઢેલા સત્યનું ઉચ્ચારણ કર્યું હતું. કે યુરોપના ઇતિહાસનું મુખ્ય લક્ષણ જુલમ અને સ્વતંત્રતા વચ્ચેનું યુદ્ધ છે. આ વારંવાર ચાલતા વિગ્રહમાં ઇંગ્લાંડે હંમેશાં મોખરે રહી યુરોપને બચાવ્યું છે. આ ત્રણસો વર્ષમાં ઇંગ્લાંડે યુરોપનું ચાર જુલમી આંદોલનોથી રક્ષણ કર્યું છે. પ્રથમ ઇંગ્લાંડે યુરોપને સ્પેઇનના રાજા ફીલીપ બીજાના જુલમથી બચાવ્યું, પછી ફ્રાન્સના ચૌદમા લુઇના જુલમથી, ત્રીજી વખત નેપોલીયન બોનાપાર્ટના જુલમથી, અને છેલ્લે જર્મનીના કૈસર વીલીયમ હોહેન ઝોલર્નના જુલમથી. યુનિવરસિટીના અભ્યાસપૂર્ણ અને ગંભીર વાતાવરણમાં આ બધું ઉચ્ચારવામાં આવ્યું હશે ત્યારે શ્રોતાઓ ઇંગ્લાંડની આ શહાદતથી ખરેજ સ્તબ્ધ

થઈ ગયા હશે. પણ ખાનગી અભ્યાસ ખંડમાં બેસીને વાંચતાકોઈ પણ તટસ્થ વાંચકથી ખડખડાટ હસી પડયા વિના રહીશકાય નહિ.

ઇંગ્લાંડ વારંવાર વિગ્રહોમાં પડયું છે તેનું કારણ છે સત્તાના સમતોલપણાનો સિદ્ધાંત. જ્યારે સ્પેનની સત્તા અતિશય વધી ગઈ ત્યારે ઈંગ્લાંડે હોલાંડની મદદથી તેની સાથે વિગ્રહ કર્યો. રાણી ઇલિઝાબેથે સ્પેઈનના અજીત નૌકાસૈન્યને હરાવ્યું અને પછી ઈંગ્લાંડે સ્પેઈનની સમુદ્રપરની સર્વોપરી સત્તા તોડી પાડી તેમાં તેને હોલાંડવાસીઓની ઘણી મદદ હતી. પછી ચૌદમા લુઈના સમયમાં ફ્રાન્સની સત્તા અતિશય વધી ગઈ. તે સમયે જર્મનીના ફ્રેડરિકની મદદથી ઈંગ્લાંડે ફ્રાન્સની સત્તા ઓછી કરી. નેપોલીયન બોનાપોર્ટે ઈંગ્લાંડની આ રમત જોઈ લીધી હતી એટલે તેણે ઇંગ્લાંડનું વર્ચસ્વ તોડવા પ્રયાસ કર્યો. ઈંગ્લાંડે જર્મની, રશિયા વગેરે રાજ્યોની મદદથી ફ્રાન્સને બીજી વખત હરાવ્યું. પણ જે જર્મનીએ તેને ફ્રાન્સની સામે બે વખત મદદ કરી હતી તે જ જર્મની જ્યારે કૈસરની આગેવાની નીચે અતિશય બળવાન થઈ પડયું ત્યારે ઇંગ્લાંડે ફ્રાન્સ અને બીજા અનેક રાજ્યોની મદદથી તેની સત્તા તોડી નાખી.

પણ પ્રોફેસર સાહેબ હજુ એક વાત ભૂલી ગયા લાગે છે. ઇંગ્લાંડે રશિયાના જુલમથી ઈસ્લામને બચાવવા માટે પણ વિગ્રહ કર્યો હતો, જેને ક્રિમિયન વિગ્રહ કહેવામાં આવે છે. રશિયાનો એશિયામાં થતો ધસારો જોઈ ઇંગ્લાંડ ગભરાઈ ગયું હતું. તે વખતે તુર્કસ્તાનની મદદે રહી ઇંગ્લાંડે વિગ્રહ કર્યો. પણ એ જ તુર્કસ્તાન એવું નગુણું કે ગયા વિગ્રહમાં તે જર્મનીના પક્ષમાં ઊભું રહ્યું. પણ આ રાજરમત કદાચ તે તેના વધારે રાજકુશળ ખ્રિસ્તી પડોશીઓ પાસેથી શીખ્યું હશે.

# ઉજાણી

ઉજાણીએ જવું કોને ન ગમે?

કોને શું? અમારા તાપીશંકર માસ્તરને.

વાત આમ બની.

તાપીશંકર ભાવનગર તાબે લીલીયાના તપોધન બ્રાહ્મણ, પણ રાજકોટની મેલ ટ્રેનીંગ કોલેજના સીનીયર અને વળી મેડલીસ્ટ એટલે એમણે તો મુંબાઇની મ્યુનિસીપાલીટીમાં માસ્તરની નોકરી લીધી. સવાર સાંજ ટયુશનો આપે, અને બપોરના નિશાળ ભણાવે; આમ સોનો મહિનો પાડે. એક વખત એમના મનમાં ધૂન ભરાઈ આવી. "સાળું આખી જિંદગી આમ ગદ્ધાવૈતરૂં જ કર્યા કરવું? યુરોપિયનો જુઓ, પારસીઓ જુઓ કેવી જિંદગીની મજા ભોગવે છે! એક સોગીઆ આપણે હિન્દુઓ. કાલે રવિવાર છે; બસ ઉજાણીએ જવું."

"સાંભળ્યું કે?"

"શું કો સો?" શિવકોર ગોરાણી તાડુકયા.

"આ કાલ્ય છે રવિવારની રજા, તે મારો વિચાર તો કૈં મોજ કરવા જવાનો છે."

"શી મોજ?"

"તું જ ધાર્યને?"

"શું ધારૂં કપાળ? ભાંગ્ય પીવી છે?"

"ના, ના, એથીએ સારૂં."

"ત્યારે શું ચોપાટીએ નાવા જવું છે?"

"અરે ના, ના, એથીએ કાંઇક વધારે."

"કેંદીના કોંસો તી ફીલીટ સાંટીને પથારીમાંથી માંકડ મારવા સે?"

"કલ્પના ખોટી નથી; પણ હજુ જરા આગળ વધો" વર્ગમાં કોઈ ઠોઠ વિદ્યાર્થી ઉપર પોતાની સર્વ શિક્ષણકળા અજમાવતા હોય તેવો ઉત્તેજનનો ભાવ મુખપર લાવી તાપીશંકરે કહ્યું.

"ઝટ ભસી મરોને," શિવકોરે કંટાળીને કહ્યું, "કે લાડવા ખાવા સે."

"કાંઈક એવુંજ, પણ માત્ર એજ નહિ" તાપીશંકરે માસ્તરગીરી પૂરેપૂરી પ્રકટાવતાં કહ્યું.

"ડોળ મૂખીને સીધેસીધું કઈ નાખોને."

"જો ત્યારે સહજીવનનો લ્હાવો લેવા માટે તલસતા આ જીગરે સહભોજન અને તે પણ વનભોજનની યોજના કરી છે."

"એ વળી શું બકયા?"

"એટલું પણ ન સમજ્યાં?" માસ્તરે મુખમાં મિઠાશ મૂકી કહ્યું "વનભોજન, ઉર્ફે ઉદ્યાનભોજન યાને ઉજાણી."

"ઉજાણીએ જાવું સે?"

"હાસ્તો."

"ખરસ કેટલું થાશે?"

" ટ્રામ ભાડું તથા પુરી, મગજ, શાક, બચ્ચાંઓ માટે દૂધ વગેરે મળી પાંચેક રૂપિયા. "

" પાંસ રૂપિયા ? "

" હા, "

" પાંસ રૂપિયામાં તો સ્યાર સાયલાં આવે, એવા પાંસ રૂપિયા નાખી દેવાના નથી. તમે કે'દીના વળી ફતંગ દીવાળીયા થીયા. "

" અરે, જરા વિચાર કર્ય. જીવ્યાથી જોયું ભલું. મુંબાઈ આવ્યાં વરસ થવા આવ્યું પણ તેં કાંઈ જોયું છે નથી. જોયું બોરીબંદર, કે નથી જોઇ ક્રાફર્ડ માર્કેટ; નથી માણી પાલવાની મજા, કે નથી નિહાળી ચોપાટીની શોભા. લલી ના લગન ટાણે લીલીયા જઈશું, અને કોઇ પૂછશે કે અલી શિવકોર તેં મુંબાઇમાં શું જોયું, તો જવાબ શું દઈશ ? પાંચ રૂપિયે કાંઈ પૈસાદાર નથી થઈ જવાના, માટે મારૂં મન તો કહે છે કે ઉજાણીએ તો જાવું. "

" ભલે ત્યારે તમારી મરજી, ધણીનું કોઈ ધણી છે ? " પોતાના પતિના વાક્ચાતુર્ય અને વહાલ પર મુગ્ધ થઈ છેવટે મોં મલકાવતાં શિવકોરે કહ્યું.

રવિવારે સવારના સાતથી તાપીશંકરની ઓરડીમાં શોરબકોર થઈ રહ્યો. " ઉજાણી, ઉજાણી " કરી બાળકો નાચવા લાગ્યાં. લલી, ધની, છોટુ, શિવો અને બાબુ બધાંને તાપીશંકરે શિવકોરની ખાસ શૈલીમાં કહીએ તો " ધમાર્યાં. " શિવકોરે છોકરીઓનાં માથાં હોળ્યાં, અને પતિપત્ની બરાબર બાર વાગે તૈયાર થઈ ખોલીમાંથી બહાર નીકળ્યાં.

" અરે મારા ભાઈ જરા સંભાળીને પગ મૂકોને, " ટ્રામમાં

ચાલવાની જગાપર મૂકેલ ખાવાની પોટલી પર કોઈએ ધબ દઈ ને પગ મૂક્યો. તેની સામે વિરોધ દર્શાવતાં શિવકોરે છણકો કરી કહ્યું, "મારા ભાતાંનો ભાંગાને ભુક્કો કરી નાખ્યો."

"હવે તમારે એ કાંઈ કામમાં આવનાર નથી ગોરાણી" જેના રૂંવેરૂંવામાં "ગોરાણીપણું" પ્રકટી નીકળ્યું હતું એવી શિવકોર સામે જોઈ એક દરજી જેવા દેખાતા પુરુષે કહ્યું, "એ તો હરિજન છે."

"લ્યો તમારી ઉજાણી, "શિવકોરે પતિને પગવતી પોટલી બતાવતાં કહ્યું, ": છ ઢેઢનું અડેલું હવે મારે થોડું ખપ આવશે?"

ટ્રામનો આખો રસ્તો શિવકોરનું મોં ચઢેલું રહ્યું. ઉતર્યા પછી પોટલું પકડેલ તાપીશંકરથી શિવકોર આગળને આગળ ચાલવા લાગી. ચોપાટીની રેતીમાં 'હા'શ' કરી અંતે માસ્તર બેઠા. શિવકોરે પણ બાળકોની સાથે થોડે દૂર પડાવ નાખ્યો. બાળક તો "ભૂખ લાગી છે, ભૂખ લાગી છે," કરવા લાગ્યા. તાપીશંકરે ડરતાં ડરતાં કહ્યું—

"બચ્ચાંઓને દૂધ પીવડાવવામાં શો વાંધો છે? અને ભાતું પણ દૂધમાંજ કરેલું છે."

"ઈ કૈં કામ નો આવે, ફેંકી દ્યો દરિયામાં અને તમે પણ જઈને લુગડાં બોળતા આવો"

પત્નીની સૂચનાઓનો અમલ કરી, ભીના ધોતિયા ભેર આવી તાપીશંકરે પ્રાર્થના કરી, "બચ્ચાંઓ માટે કાંઈક ખાવાનું અને દૂધ ભૈયાની દુકાનેથી લઈ આવું?"

"એવા તે કેટલાક પૈસા તમારા ગુંજામાં ભર્યા'તા? હોય તો જાવ."

"ચૌદ આના છે," કહી નીચું જોઈ માસ્તર ચાલ્યા.

"ચોકખું દૂધ કેમ આપ્યું?"

"બાર આનેકા શેર."

"બાર આને શેર?"

વીલા મોંએ તાપીશંકરે આવી પત્નીને વીતક વાત સંભળાવી અને પૂછ્યું "હવે શું કરીશું?" વળી શું કરવું કેમ? જેવા આવ્યા એવા હાલો પાસા ઘર ભેળા થઈ જાંઈ."

ચુકાદો સંભળાવી, રડતા બાબુને ચોંટીઓ ભરી કાખમાં નાખી શિવકોરે ઝડપથી ચાલવા માંડયું. તાપીશંકરે પણ શિવાને તેડી અનુસરણ કરવા માંડયું. બાળકો વીલે મોંએ પાછળ ઘસડાયાં.

રાતના આઠ વાગે ઘેર પહોંચ્યા, ત્યારે તાપીશંકર તો ભૂખ્યો ડાંસ થઈ રહ્યો હતો, પણ કેમ બોલાય? શિવકોર તો દીવો પણ કર્યાં વિના લાંબી થઇને સૂતી. બાળકોને સુવાડી અંબાશંકર પણ પથારીમાં પડયો. રાત્રે ઉંઘમાં તે લવતો હતો, "ઉજાણી...ઉજાણી...વોય રે ઉજાણી."

પણ તે સાંભળનાર ત્યાં કોઈ ન હતું.

# ૧

# ડેનીયલ

યૂરોપીય મહાયુદ્ધની આંધી જગત પર ચડી છે. સંખ્યાબંધ લશ્કરના સિપાઇઓ, દાક્તરો, મજૂરો હિંદુસ્તાનમાંથી ફ્રાંસ, બેલ્જીયમ, મેસોપોટેમીઆ વગેરે સ્થળે ઇંગ્લાંડની મદદે જઈ રહ્યા છે. હરિપુરના દાક્તર દેવનાથ બેલ્જીયમમાં ત્રણ વર્ષ રહી વતન પાછા ફર્યાં તેથી હરિપુરની બ્રાહ્મણની નાતમાં મહાન કોલાહલ મચી રહ્યો. "દેવનાથ દાક્તરને નાતબહાર મૂકવાનો વિચાર કરવા આવતી કાલે હરસિદ્ધાના મંદિરમાં નાત મળશે" એ ખબર કાગળ પર લખી નાતના પટેલ તે પર સહી કરી આચાર્યને આપે છે, એટલામાં બારણે બૂમ પડી –"શિવરામ શુકલ હે કે?"

સરકારી સ્વારને જોઈ શુકલજી ગભરાઈ ગયા. તેણે આપેલો કાગળ વાંચી તેમનાં હાજાં ગગડી ગયા. પાસે જ આવેલ હરિપુર કેમ્પના સરકારી થાણામાંથી હુકમ હતોઃ "જરૂરી

સરકારી કામસર આવેલ માણસ સાથે મને તાબડતોબ ખાન-
ગીમાં મળી જાઓ."

(સહી) જોસફ ડી. ક્રીસ્ટી.
ડેપ્યુટી પોલિટિકલ એજંટ...પ્રાંત

૨

હરિપુર કાઠિયાવાડના એક નાનકડા દેશી રાજ્યનું મુખ્ય શહેર હતું. તેની પાસે જ હરિપુર કેમ્પ નામનું સરકારી થાણું હતું. ત્યાં...પ્રાંતનો પોલિટિકલ એજંટ અને ડેપ્યુટી પોલિટિકલ એજંટ આસપાસના દેશી રાજ્યોના કારભાર પર સરકારનો અંકુશ જાળવવા રહેતા હતા. આ સમયે એક દેશી ખ્રિસ્તી ગૃહસ્થ ડેપ્યુટી સાહેબ તરીકે કામ કરતા હતા. નાત પટેલ શુકલ પોતાને નાતબહાર મૂકવાની પેરવી કરી રહેલ છે એવી ખબર દાક્તર દેવનાથને કેટલાક સમય પર મળી હતી; તુરત જ તે કેમ્પમાં ડેપ્યુટી સાહેબને બંગલે પહોંચી ગયો, અને તેને પોતાની વાત કહી. છેવટમાં તેણે ઉમેર્યું: "આ પ્રમાણે જો લડાઇમાં પરદેશ જનારા માણસોને નાત બહાર મૂકવામાં આવે તો કોઈ હિંદુ જવાની હિમ્મત કરશે નહિં; અને તેથી સરકારને અત્યંત નુકસાન થશે, માટે આ દાખલો બેસાડવાનો પ્રસંગ છે. તેથી હું આપને વિનતિ કરૂં છું કે આપે એ શુકલને બોલાવી તેને આ કામ કરતાં અટકવાનું સમજાવવું." ડેપ્યુટી સાહેબને આ વાત યોગ્ય લાગી, અને તેથી તેમણે શિવરામને બોલાવવાનો નિશ્ચય કર્યો. દાક્તરના જવા પછી તુરત જ ડેપ્યુટી સાહેબ પોતાના વૃદ્ધ પિતાને હિંદુઓના જુલમનો આ એક તાજો દાખલો કહી સંભળાવવા માટે અંદરના ખંડમાં ગયા. પુત્રની વાત સાંભળી ડોસા અત્યંત ઉત્સાહમાં આવી ગયા, અને

તુરત જ તે જુલમી પટેલને બોલાવી તેને સખ્ત ધમકી આપવાની તેમણે સલાહ આપી.

સાંજે ડેપ્યુટીના વૃદ્ધ પિતા આરામ ખુરશી પર નિરાંતથી પડયા હતા, અને ડેપ્યુટી સાહેબ હીંચકા પર બેસી વર્તમાન પત્ર વાંચી રહ્યા હતા, એવામાં શિવરામ શુકલની સ્વારી આવી પહોંચી. બંગલાના કંપાઉન્ડમાં પેસતાં જ તેમની નજર વરંડામાં બેઠેલ ડેપ્યુટી પર પડી, અને તેમણે પાઘડી ઉતારી હાથમાં લઈ લીધી. "ગરીબ પરવર, જીહજુર, ખુદાવિંદ મહેરબાન, આ ગરીબ બ્રાહ્મણની શી કસુર થઈ છે?" ડેપ્યુટીના પગમાં પાઘડી મૂકી સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરતા શિવરામ શુકલ બોલ્યા.

ડેપ્યુટી: "તમારા વિષે એક ગંભીર ફરીઆદ આવી છે. તમે સરકાર વિરુદ્ધ રાજદ્રોહી કાવતરૂં રચી રહ્યા છો એવી મને ખબર મળી છે. જે લોકો સરકારી કામ માટે લડાઇમાં જાય છે, તેમને તમે નાત બહાર મૂકવાની ધમકી આપો છો એવી મને ખબર મળી છે. સરકાર અત્યારે મહાન લડાઈમાં ગુંથાયેલી છે. તે સમયે તેના કામમાં દખલ કરવી એ મહાભયંકર અપરાધ ગણાય. આવા બારીક પ્રસંગમાં આવા મહાન્ અપરાધ માટે સરકાર તમને ફાંસીએ ચડાવે, કાળા પાણીએ કાઢે, ઘરબાર જપ્ત કરે, ગમે તેવી આકરી શિક્ષા કરે તોપણ હલકી ગણાય. બોલો તમારો શો ખુલાસો છે?"

"માબાપ, માફ કરો. રાંક છું, ગાય છું, આપ કહો તે કરવા તૈયાર છું." શિવરામ શુકલ ગળગળે અવાજે બોલ્યા અને ફરીથી તેમણે ડેપ્યુટીના ચરણમાં સાષ્ટાંગ નમસ્કાર કર્યો.

ડેપ્યુટીના વૃદ્ધ પિતા ડેનીયલ આ સર્વ તમાસો જોઈ

રહ્યા હતા. શિવરામને પોતાના પુત્રના પગમાં પડી રહેલો જોઈ તે હસતા હસતા બોલ્યા—" શુકલજી, ડેપ્યુટી સાહેબ તમને માફ કરશે તોપણ હું તમને માફ કરવા નહિં દઉં. તમે બે બે વખત સાહેબને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરો છો, અને તેમનો આ હું ઘરડો બાપ તેને તદ્દન જ વિસરી જાઓ એ તમારો કેવો અવિવેક. "

" લો બાપા, એ તો હું ભૂલી જ ગયો" શિવરામ શુકલે નમીને કહ્યું. ડેપ્યુટી સાહેબના બાપે પોતાની સાથે હસીને વાત કરી તે જોઈને શુકલજીનો જીવ ઠેકાણે આવ્યો, અને ઉપકાર તથા આશીર્વાદના અનેક વચનો ઉચ્ચારતા તે ચાલતા થયા.

શુકલજીને સરકારી સ્વાર તેડી ગયો તે જોઇ તેમની અજ્ઞાન સ્ત્રી બહુ જ ગભરાઈ ગઈ. " હવે શું થશે? એમને સરકાર શું કરશે? " એ વિચારથી તે બિચારીનો જીવ જ ઉડી ગયો. શુકલજીને ક્ષેમકુશળ પાછા આવેલા જોઇ તે ઘણી હરખાઈ. શુકલે મીઠું મરચું ભભરાવી બધી વાત કહી સંભળાવી અને છેવટમાં ઉમેર્યું:

" ડેપ્યુટી સાહેબના બાપ બહુ રમુજી અને ભલા માણસ લાગ્યા. તેમને નમસ્કાર કરવાનું તો હું ભુલી જ ગયો હતો; તે પોતે સંભારી આપ્યું. ડોસાએ એવા ખુશ મીજાજથી વાત કરી છે કે હવે તો મને કાંઈ ઉચાટ ફીકર નથી. એ તો મારી હરસિદ્ધા હાજરા હજુર છે, નહિંતર સરકારી કામ, તે આમ તુરતમાં છૂટકો થવો મુશ્કેલ. "

૩

" પેલા બ્રાહ્મણ સાથે આપને રમુજ કરવાનું મન થઈ આવ્યું, એ મને જરા નવાઈ જેવું લાગ્યું. " શિવરામ શુક-

લના ગયા પછી ડેપ્યુટીએ તેના બાપને કહ્યું.

"હું જાણતો જ હતો કે મારે તમને જવાબ આપવો પડશે," ડોસા હસતા હસતા બોલ્યા. "પણ તે પહેલાં આ જરા વાંચી જાઓ," કહી ડોસાએ ડેપ્યુટીના હાથમાં એક કાગળ મૂકયોઃ "આ મેં આજ સવારે જ લખ્યું છે."

૪

"છેટાં રે'જ્યો બાપા" શુકલ શેરીમાંથી શિવરામ શુકલને આવતા જોઈ દાના ભગતે બુમ પાડી.

"સાળા ઢેડા! ઘડીવાર ઊભો રહેતાં શું મરી જાય છે, તે સામો દોડયો આવે છે." આનંદના ગરબાની "મચ્છ કચ્છ વરાહ નરસિંહ વામન થઈ મા" એ લીટી પૂરી કરતાં શિવરામ શુકલ ગાજી ઊઠયા. હરિપુરના બ્રાહ્મણોના બારસેં ઘરની પટેલાઈ તાજેતરમાં શિવરામ શુકલને મળી હતી, એટલે તેમને ઇંદ્રાસન હાથ વેંતમાં દેખાતું હતું. તેમના બાપ કાશીરામ શુકલનું દરબારમાં ચલણ હતું, તેથી 'ઢેડાં' ગામમાં આવે ત્યારે તેમણે સાવરણો હાથમાં ઝાલીને આવવું, તથા 'છેટા રે'જ્યો બાપા"ની બુમ પાડવી એવો હુકમ તેમણે બાપુને કહીને કઢાવ્યો હતો. આ "ધર્માભિમાન" શિવરામમાં પણ ઉતર્યું હતું, એટલે એક ઢેડ તેમની સામે ચાલ્યા આવવાની હિંમત કરે, તે તેમાનાથી કેમ સહન થઈ શકે?

દાનો બીજા ઢેડોના જેવોજ સાધારણ વણકર હતો, પણ તેનામાં એક બે ગુણો એવા હતા કે જેથી તેનું માન તેની નાતમાં ખૂબ હતું. તે ચુસ્ત વૈષ્ણવ હતો. ઘેર તુલસી કયારો અને ગાય રાખતો. પાસેના થાણાની સરકારી અંત્યજ શાળામાં તેણે સાત ચોપડીનો અભ્યાસ કર્યો હતો. તેનો લાભ

રોજ રાત્રે આસપાસના ઢેડોને એકઠા કરી તેમને ગિરધર કૃત રામાયણ તથા ભાગવત ભાષાંતર સંભળાવીને તે આપતો. ક્યારેક એકતારો લઈ નરસિંહ મીરાંના ભજનની ઝુક લગાવતો. આથી નાતીલાઓમાં તે "ભગત" ના નામથી ઓળખાતો અને આદર પામતો. તેને સ્ત્રી પણ અનુકૂળ મળી હતી. આમ તેનું જીવન આનંદમાં ચાલ્યું જતું હતું.

તે સમયે અંત્યજ સ્પર્શની હીલચાલની ગંધ હરિપુર સુધી પહોંચી ન હતી. પોતાને લોકો અસ્પૃશ્ય ગણે એ વાતને અંત્યજો ઇશ્વિરી નિયમોના જેવી જ અનિવાર્ય અને સાહજિક ગણતા, અને તેથી તેમને પોતાની સ્થિતિથી કાંઈ જ અસંતોષ ન હતો. પરંતુ દરબારે તેમના સંબંધમાં ઉપર દર્શાવેલ હુકમ કાઢયો તે ઢેડોને ગમ્યો નહિં. દાના ભગતે આ બાબતમાં બાપુને રૂબરૂ અરજ કરી પણ કાંઈ વળ્યું નહિં, એટલે "જેવી ધણીની મરજી" કરીને તેણે સંતોષ વાળ્યો. અત્યારે દાનો ભગત ઘરનું વણેલું પાણકોરૂં વેચવા માટે બજારમાં જતો હતો. બગલમાં સાવરણો તથા માથા પર પાણકોરાના થાનનું પોટલું મૂકી તે ધીમો ધીમો ચાલ્યો આવતો હતો. પોતાની "છેટાં રેજ્યો બાપા" ની બુમના જવાબમાં શિવરામ શુકલના ઉપર લખેલ મિજાજ ભર્યાં શબ્દો સાંભળી દાના ભગતથી બોલ્યા વિના રહેવાયું નહીં "બાપા, ઢેડ તો અંદરજ રીં ચોસે, ને આંઇ કોના ઉપર મિજાજ કરો સો?" શિવરામ શુકલનો પિત્તો ફાટયો. "બાર સેં ઘરના પટેલની સામે એક ઢેડ આમ બોલી જાય!" હાથમાં અબોટીયું તથા લોટો લઈને નદીએ સ્નાન કરવા જતા હતા તેથી નહાવા ભેગું નહાવું ગણી તેમણે હાથમાંથી

લોટાનો છૂટો ઘા દાના ભગત પર કર્યો. "લેતો જા સાળા પાજી! ઢેડ થઈને બ્રાહ્મણને ઉપદેશ આપવા આવે છે! ચંડાળ!"

## ૫

કાગળ વાંચી ડેપ્યુટી બોલ્યા: "આપની રમુજ ચાલુ જ લાગે છે. આ વાતને અને આજના પ્રસંગને શો સંબંધ છે?"

"ઘણો," ગંભીરતા ધારણ કરી ડોસા બોલ્યા. "હું જ તે દાનો. ૩૫ વર્ષ પહેલાંની આ વાત છે. ત્યાર પછી તમારી મા ગુજરી ગઈ, અને દુકાળનો માર્યો હું રખડી રખડીને દહાડા કાઢતો હતો, તેવામાં મને એક ખ્રિસ્તી ધર્મના ઉપદેશક પાદરી સાહેબનો ભેટો થયો. મારૂં હિંદુ ધર્મ વિષેનું જ્ઞાન તથા બુદ્ધિ જોઈ સાહેબે મને ઉપદેશક બનાવવાનો વિચાર કર્યો, અને મને અંગ્રેજી તથા સંસ્કૃતનું જ્ઞાન અપાવ્યું. આ રીતે હું ખ્રિસ્તી મિશનરી થયો. આટલા દિવસ જેમ બને તેમ મેં મારો ખ્રિસ્તી થતાં પહેલાંનો ઇતિહાસ છુપાવેલો છે, અને તેથી તમને પણ તેની માહિતી આપી ન હતી. પહેલાં તો મને મારા અપમાનની આ વાત કદી સાંભરતી પણ નહીં. પણ ખ્રિસ્તી થયા પછી જ્યારે પહેલાના જીવનમાં કદી નહીં મળેલા એવા સામાજિક હક્ક મળવા લાગ્યા, ત્યારે આ વાત મને વારંવાર યાદ આવ્યા કરતી. તેથી ગઈ કાલે તમારી પાસેથી શિવરામ શુક્લનું નામ સાંભળતાં મારા મગજમાં તેની સાથેનો મારો પ્રસંગ તાદશ થયો, અને તે આવે ત્યારે આગલા અપમાનનો રમુજી બદલો લેવાનો મેં નિશ્ચય કર્યો."

# શિકારીનો શિકાર

ઉનાળાની રજાઓના દિવસો હતા. દર વર્ષની માફક આ વર્ષ પણ હું રજાઓ ગાળવા મારે વતન ગયો હતો. આ નાનકડા ગામમાં કાંઇ ખાસ પ્રવૃત્તિ ન હોવાથી એક લુ ઝરતી બપોરે બે ચાર મિત્રો ભેગા મળી ગપ્પાં મારતા હતા, ત્યાં ગાંડાઓની વાત નીકળી. જાત જાતના ગાંડાઓનાં વર્ણનો થવા લાગ્યાં. એક મેટ્રિક થએલા માણસને નોકરી ન મળવાથી તે કેવી રીતે ગાંડો થઈ ગયો તેની વાત એક જણે કહી. આ માણુસ અંગ્રેજીમાં જ વાત કરતો. ગામના છોકરાઓ તેની પાસે અંગ્રેજીમાં ભાષણ અપાવી પૈસો પૈસો આપતા. "વાતો કરવાથી કાંઈ જ વળવાનું નથી, કામ કરતાં શીખો," એ આ ગાંડાના ભાષણનો મુખ્ય મુદ્દો હતો. અને છેવટે એ બોલતો: "જુઓ, ભણેલાઓ તો ઘણા હોય છે પણ તેમાં હાથ લાંબો કરતાં તો એક મને જ આવડે છે," એમ કહી હાથ લાંબો કરતો અને પાઈ પૈસો ઉઘરાવતો. ગાંડાઓના વર્ણન પછી માણસો ગાંડા શાથી બને છે તેની વાતો ચાલી. આ જમાનો છે માનસપૃથક્કરણનો એટલે અમારૂં

મંડળ પણ આ ચેપથી મુક્ત નથી. "લાગણીઓ દબાવવા-માંથી ગાંડપણ જન્મે છે," એ સિદ્ધાન્ત મૂકયા પછી જુદી જુદી લાગણીઓની વાતો ઉપર ચડયા. "એક બ્હેને પ્રેમ-લગ્ન કર્યું હતું, પણ તેમાં તેને નિષ્ફળતા મળી. પતિએ તેને તરછોડી બીજું લગ્ન કર્યું. આ બાઈ પછીથી સર્વ જાણીતા માણસો ઉપર પ્રેમપત્રો લખવા મંડી." અમારા મંડળમાં ધીરૂભાઈ સ્ત્રીનિંદક તરીકે જાણીતા છે. આવો વિષય મળી જાય પછી તે શાના છાના રહે? સ્ત્રીઓની નિર્બળતા ઉપર તેમનું ભાષણ ચાલ્યું.

"હવે જરા ધીરા પડો," સુનીલાબ્હેન બોલ્યાં, "અને બધાને ચ્હા આપવામાં મદદ કરો." અહીં એક શરૂઆતમાં કહેવી જોઈતી વાત કહી દઉં. અમારી મિજલસ હમેશાં ધીરૂ-ભાઇને ત્યાં જ ભરાતી, અને તેમનાં પત્ની સુનીલા બ્હેન તેનાં ઘણા મહત્ત્વનાં સભ્ય હતાં. તે અમને સર્વને મજેની ચ્હા પાતાં, એટલું જ નહિ, પણ અમારી વાતોમાં પ્રસંગો-પાત ભાગ લઇ, તથા તેનાં લગભગ સતત શ્રોતા રહી તેને અમુક શિષ્ટતાની હદમાં જ રાખતાં. નહિ તો અમે તો રહ્યા લંગોટીઆ ભાઇબંધો; ભલેને હવે થવા આવ્યા આધેડ, પણ અમારા ચમન"કાકા" અને ફુલા "મામા" ની જીભ કદી સખણી રહે જ નહિ. પણ સુનીલાબ્હેનના સાનિધ્યમાં તેમ-નાથી ગમે તેમ બરડી શકાતું નહિ.

"અમને હમેશાં ટોકો છો, તે હવે આ અમારા ધીરૂ-ભાઇ સાહેબને કાંઇક કહોને સુનિબહેન," ચમનકાકા વદ્યા. "કે પછી પ્રોફેસર સાહેબને તો કહી જ ન શકાય?"

"કેમ ન કહી શકાય?" સુનીલાબ્હેને ચ્હાની ખાલી ટ્રે નીચે મૂકતાં કહ્યું, "બધું જ કહી શકાય. તમે બધા કોલેજમાં

ગયા છો તો હું એ હાઇસ્કૂલમાં તો ગઈ છું ને?" (અહીં કહી દેવું જોઇએ કે શ્રીમતી સુનીલાબહેન મેટ્રિક પાસ થયાં હતાં, અને પછી કૉલેજરૂપી વેઇટીંગ રૂમમાં છએક માસ ગાળી લગ્નની ગાડીમાં બેસી ગયાં હતાં.)

"અમારા વખતમાં છોકરીઓની હાઇસ્કુલમાં મુખ્યત્વે પુરુષશિક્ષકો જ હતા, એટલે પ્રોફેસર નહિ તો માસ્તર સાહેબનો હું એક સુંદર નમૂનો રજુ કરી શકું."

"કરો, કરો," એ ત્રણ જણ એકી સાથે બોલી ઊઠયા.

"ઍટેન્શન!" ધીરૂભાઈએ ટોળમાં કહ્યું. આ ટીકાની અવગણના કરતાં સુનીલા બહેને શરૂ કર્યું.

"હું પાંચમી અંગ્રેજી ભણતી હતી તેવામાં મારા પિતાશ્રીની બદલી પૂના થઈ. મેં બીજી ભાષા તરીકે ગુજરાતી લીધેલું પણ તે શીખવાની ત્યાં સગવડ ન હોવાથી મેં ઐચ્છિક વિષય તરીકે ચિત્રકામ લીધું. પણ મેં પહેલે જ દિવસે જોઇ લીધું કે અમારા ચિત્રશિક્ષક એક વિચિત્ર પ્રાણી હતા. તેમનો અવાજ ઘણો કર્કશ અને મોટો હતો. કાંદા ખાઇ, સસ્તી બીડી પીને વર્ગમાં આવે, અને અમારા માથા પાસે આવી ચિત્ર સુધારે ત્યારે એવો કંટાળો આવે..."

"સ્ત્રીઓની સુગ તો જાણીતી જ છે," ધીરૂભાઈએ કટાક્ષ કરતાં કહ્યું.

"ઑર્ડર, ઑર્ડર, પ્લીઝ," એ ચાર અવાજો સાથે લાગા થયા.

"ગંદા, ગંધાતા રહેવું એ પુરુષોને પણ ગમતું નથી, પણ આ તો મેં તમને શરૂઆતમાં જણાવ્યું તેમ હતા એક અજાયબ પ્રાણી. પણ, ખરી વિચિત્રતા તો એના સ્વભાવની હતી. સ્ત્રીઓને હમણાં અસંતુષ્ટ કહેવામાં આવી, પણ આ

માસ્તરના જેવો અસંતોષનો નમૂનો મેં કદી જોયો નથી. કવિ ન્હાનાલાલની ઢબમાં કહીએ તો ' જાણે સદાનો અપવાસી !'

"તેણે ઘેર ચિત્રનો વર્ગ કાઢેલો તેમાં અમે ત્રણ ચાર વિદ્યાર્થિનીઓ જોડાયાં, ત્યાં વળી જુદું જ નાટક જોયું. ' આ વાંદરીઓને કેમ ભેગી કરી છે ?' ઘરમાંથી તેમની પત્નીનો ઘાંટો સંભળાતો હતો. ' અરે છાની મર, છાની મર,' માસ્તર કહેતા સંભળાયા, પછી બહાર આવી તેમણે કહ્યું, ' આજે મારાં પત્નીની તબીયત નરમ હોવાથી આપણે શરૂઆત નહિં કરી શકીએ, હું દીલગીર છું.' પછી બીજે દહાડે વર્ગમાં કહે, ' મારાં પત્નીની તબીયત વધારે બગડી છે એટલે મારાથી ઘરના વર્ગનું કામ નહિ થઈ શકે.' અમે બધું જ જાણતાં હતાં, એટલે વધારે પૂછવાની જરૂર ન હતી.

ખાનગી વર્ગની બાબતમાં આ રીતે નિષ્ફળ નીવડયા પછી માસ્તરે ચિત્રો માટે ઑર્ડર મેળવવા પ્રયાસ કર્યો. પણ તેમાં કાંઈ ફાવ્યા નહિ. તેમની જીભમાં એવી કટુતા, સ્વભાવમાં એવું મિજાજીપણું અને અવાજમાં એવી કર્કશતા હતી કે કોઈ તેમને ઑર્ડર આપે જ નહિ. તેમણે ટયુશનનો પ્રયત્ન કર્યો, પણ તેમાંયે નિષ્ફળતા મળતાં તેમની સ્વભાવકટુતા વધતી જ ચાલી. વર્ગમાં ભણાવવાને બદલે બીજા કલાકારોની ને વિદ્યાર્થીઓની નિંદા જ કર્યા કરે. આ બધાથી કંટાળી અમારા વર્ગની છોકરીઓએ એક યુક્તિ કરી. કલિકા મ્હાત્રે નામે એક દક્ષિણી છોકરી ઘણી બહાદુર હતી. તેણે બીડું ઝડપ્યું, અને માસ્તર ઉપર ચીઠ્ઠી લખી.

" પ્રિય માસ્તર સાહેબ,

તમારૂં જીવનનાવ કયાં સુધી આમ નિષ્ફળતાના ખડક તરફ ધસડયા કરશો ? રવિવર્મા અને અવનીન્દ્રનાથને એક

ાજુએ મૂકે એવા કલાકાર થવાની શક્તિ તમારામાં છે. માત્ર ાનુકૂળતા નથી. પ્રેમાળ ગૃહજીવન અને અનુકૂળ કાર્યક્ષેત્ર મળે ા તમે શું ન કરો ?" આ ચીઠ્ઠી વાંચી માસ્તર તો ચગ્યા. લિકાએ ધીમે ધીમે પત્રો દ્વારા જ માસ્તરને ઊંડા પાણીમાં તાર્યા, અને છેવટે એક દિવસે બન્નેએ સાથે કરાંચી નાસી વાનું નક્કી કર્યું. કલિકાના પિતા ઘણા પૈસાદાર સરદાર હતા, ેટલે સાથે પચાસેક હજારની મિલ્કત રોકડ અને દાગીનાના પમાં લેવાની હતી. વળી પિતાની એકની એક લાડકી પુત્રી ાવાથી છેવટ વારસો તેને જ મળવાનો સંભવ હતો. બધું જ છેવટ સુધી ખાનગી રાખવાનું હતું.

આ યોજના પ્રમાણે માસ્તર રાજીનામું આપી નિશાળમાંથી છૂટા થયા. ઠરાવેલે દિવસે માસ્તર ટ્રેન ઉપર ગયા, પણ લિકાએ ગાડી ઉપડવાને વખતે આવી પહોંચી કહ્યું. "ઘરમાં ાંઈક વહેમ ગયો લાગે છે, તો અત્યારે આમ જ આવું. કે સરનામું આપો તો અઠવાડિયા પછી સારી રીતે દ્રવ્ય લઇને ?" માસ્તર તો હતા મારવાડીના અવતાર. એટલે અઠવાડિયા પછીનો કાર્યક્રમ સ્વીકાર્યો.

અમે વિદ્યાર્થિનીઓ તો કલિકાની વાતો સાંભળી રોજ હસીએ. પણ હસવામાંથી ખસવું થઈ ગયું. એકાદ મહિના પછી અમે માસ્તરને ત્યાં ખબર કાઢી ત્યાં તેમનાં પત્નીએ રડતાં રડતાં કહ્યું, "મેં તો ઘણી ના કહી હતી, પણ માન્યું નહિ, અને વધારે પગાર લેવા કરાંચી ગયા. પણ ત્યાં તબીયત સારી ન રહી, મગજ ઉપર અસર થઈ, અને હાલ કરાંચીની ગાંડાંની ઈસ્પિતાલમાં છે. આવી ખબર હમણાં જ મારા મામાનો દીકરો કરાંચીમાં છે તેણે મામા ઉપર લખ્યું છે એટલે જાણી."

"બસ, બસ, બસ," અત્યારસુધી શાન્તિથી સાંભળી રહેલા ધીરૂભાઈ બોલી ઉઠ્યા; "આમાં તો તમે પુરુષની વાત કરતાં તમારી જાતને જ અન્યાય કરી બેઠાં. તમે છોકરીઓએ એક ગરીબ માણુસની આવી ક્રૂર મશ્કરી કરી તે માટે તમારે શરમાવું જોઈએ."

"એમાં છોકરીઓનો શો દોષ?" મેં કહ્યું; "અહીં તો ચોકખો 'ઈન્ફીરીઓરીટી કૉમ્પ્લેક્સ'નો કેસ છે. આ માણુસ અંદરથી પોતાની ક્ષુદ્રતા અનુભવતો હોવાથી બહાર મહાન ગણાવા માગતો હતો. પણ તેની મહત્ત્વાકાંક્ષાને એકે દિશાએથી પોષણ ન મળ્યું. જો તેને પગ પૂજે એવી સ્ત્રી મળી હોત, અથવા ગામડી નિશાળમાં મહેતાજીની નોકરી મળી હોત તો આ દશા ન થાત."

મેં પક્ષ લીધો તેની અસર કેવી થાય છે તે જોવા માટે હું સુનીલાબહેનની સામે જોઉં છું ત્યાં તો તે પીઠ ફેરવી ચાલતાં થઈ ગયાં. "તમે તો બધા નવરા છો, પણ મારે તો પાછું સાંજનું રાંધવાની તૈયારી કરવાની છે," જતાં જતાં બોલ્યાં. હવે ચમનકાકાને ફાવ્યું, એટલે ધીમે રહીને વદ્યા, "અરે શું મારા ભાઈ, તમેય આવી સાદી વાતમાં સમજતા નથી? આ તો છે ચોકખો ને ચટ જીન્સીનો પ્રશ્ન. માસ્તરનું જીન્સીજીવન બરબાદ થઈ ગયું હતું. તેનું ઉર્ધ્વીકરણ (sublimation) કલાથી થઈ શકે, પણ ત્યાં અવકાશ ન મળ્યો એટલે તેમણે પાછા વળી જીન્સીમાં ભૂસકો માર્યો, પણ ત્યાં તો નિરાધારીમાં જઈ પડયા એટલે પછી મહાન પ્રત્યાઘાત થયો..."

"વાહ જીન્સી કાકા વાહ!" ફુલા મામા બોલી ઊઠ્યા; અને ચમનકાકાના વાંસામાં ધબ્બાઓ મારતું અમારૂં મંડળ વેરાયું.

# પ્રેમમીમાંસાયજ્ઞની પૂર્ણાહુતિ

આનન્દો રે આનન્દો !
ગુર્જરગિરાના રસરસિકો !
પરિપૂર્ણ થયો છે આજના અનેરા પ્રભાતે,
પાંત્રીશ વર્ષનો પ્રેમભક્તિનો પ્રેમમીમાંસા યજ્ઞ.

મૂળામૂઠાના મંગલ સંગમ પર
મંડાયા એ અનોખા યજ્ઞના ગણેશ.
ઇસુના વર્ષ ઓગણીસેં પાંચમાં
અપાયું એ અમૃતપુરવાસીનું અભય વેણ,
અને નવના વહાણા વાતાં
અવતરી કુમારની કુંકુમ પગલીઓ.

અવિરામ કવિતાકલાપ કોળતી
પ્રેમ પ્રકૃતિની પંખીણી પાંખડી
રૂમઝુમતી ઝુકી પ્રેમવનની ઝાડીમાં,
નહિકે વાડીમાં.

લગ્નું કે સન્યાસુંનો સનાતન પ્રશ્ન છેડતી
કોડિલી કન્યકા કાન્તિકુમારી
ઉતરી ગેબના ગુંબજમાંથી.
પ્રેમ, પ્રેમ, ને પ્રેમના મંત્રની મોરલી
અવિરામ વાગતી એના મુખડે,
પણ વદને છવાઇ હતી વિષાદની છાયા.
પ્રેમમંદિરની પૂજારણુ યશ,
અને પરમ પૂજારી ભટ્ટરાજ,
અખંડ રાસરમણા રમે છે,
લગ્નપ્રેમના રસ હિંદોલે.
ભારતનું ભવ્ય ભાગ્ય આલેખંતી,
ભૂતકાળના ભડકાઓમાંયે રસચૈતન્ય નિરખંતી,
નેપાળી જોગણુની તો છે
અનોખી જ આકૃતિ.
જાણુતલ, અજાણુતલ ડોલવા લાગ્યા,
વિહંગરાજની ડોલન્તી રસસૃષ્ટિમાં.
અધિકડાં રસબિંદુઓ પ્રાર્થવા લાગ્યા
રસપિપાસુ રસચાતકો
મેઘગંભીર કવિ મેઘકને.

અવધિ આવી રહી રસિકોનીયે રસ-ધીરજની,
ત્યાં અવતર્યો એ બીજેરો અંક,
સત્તાવીશની કો'ક સુભાગ સવારે.
પ્રથમાંકની પ્રગલ્ભા પ્રમદાનું
અધિકડું પાંગર્યું પાગલ્ભ્ય એમાં.

કાન્તિકુમારીની ભાભી
બની હવે તો જગતભાભી.
કલિયુગની કુન્તાજી, કૌવચ ગુણી વિલાસની
જાણે જમણેરી પાંખ.
પાનાં કરમાયાં ને પાત્રોયે કરમાયાં,
કે કરમાયાં રસચાતકોનાં રસભાગ્ય ?

અને બત્રીશમાં આજે અવતર્યો છે,
છેલ્લો ત્રીજેરો અંક.
પ્રમદાની પ્રગલ્ભતાએ માઝા મૂકી હવે તો.
પ્રેમચાતકી કોડામણી કાન્તિકુમારી
ભાભી પ્રેરી ધકેલાય છે વાસનાના વમળોમાં,
નહિ કે પ્રેમસરનાં કમળોમાં.
" મારૂં વતન મારૂં પ્હેલું ઉડણ :
એ વડલે મારો પ્હેલો વિશ્રામ.
થાક ઉતારી, અખંડ ભાથું ભરી
પૃથ્વી પરિક્રમણા આદરીશ."
કુમારના આ અભિલાષ પણ
ઉડી જાય છે અગમ્યના અગોચરમાં,
અને તેયે બની બેસે છે મઠનો મહંત,
" અદ્વૈદારિકા " નો અહાલેક પુકારીને.
આનન્દો રે આનન્દો !
અનેરીસ્તો ઉગી છે આ રસસૃષ્ટિ;
જ્યાં દરેક પુરુષ છે વીર ને સ્ત્રી છે સુંદરી,
પ્રેમ ચાંદનીમાં વિહાર સિવાય નથી જ્યાં અન્ય પ્રવૃત્તિ.

જ્યાં યૌવન વિના નથી બીજું વય,
જ્યાં છે શાશ્વતઉષા અને સદાવસંત.
**सकलमेव गिरां दवीयः**
અને **अन्यैव कापि रचनावचनावलीनाम्**
એવી આ છે કૃતિ,
જેની અનોખી જ છે આકૃતિ.

## એક પ્રણયયાત્રા

વીરેન્દ્ર યુવકોનો નેતા હતો,
પોતાને વીર એ કહેતો હતો,
આધુનિકપ્રેમશાસ્ત્રે પૂરો હતો,
[1]એલીસ–લીન્ડસેનો કીધો ચૂરો હતો.
બર્ટ્રાન્ડ રસેલને જે ઘોળી પીએ
નીતિઅનીતિથી શાનો બ્હીએ ?

એક હતો તેને મોટો આઝાર.
કે સીમ, કે શેરી, કે હોયે બજાર
જતાં નિજ સાઇકલપર બનીને સ્વાર
સાથ કરે યુવતીનો દેખંતાવાર.
મોઢાનો તે બહુ મીઠો હતો,
જન્મી સંકોચ ના દીઠો હતો,
ઝટ તેથી વાતે તે વળગી જતો,

---

૧ હેવલૉક એલીસ અને જજ લીન્ડસે

એવો ઉત્સાહમાં સળગી જતો,
તરછોડી કોઇ તેને શકતું નહિ.

હતી એક બાળા, વીણા તેનું નામ,
કહે જેને 'લેડી સાઇકલીસ્ટ' આખું ગામ.
શીખેલી, સુધરેલી, દેશની ઘેલી,
સેવાના કામમાં સૌથી પ્હેલીઃ
કહેતો વીરેન્દ્ર 'એ છે મુજ સાહેલી.'
એક સમે રાત્રિ પડતી હતી,
ચંદ્રી આસ્માનમાં ચડતી હતી,
વીરેન્દ્રની સાઇકલ દડતી હતી
ડામરના રસ્તા પર ધીરે ધીરે,
દીઠી વીણાની નિજ આગળ મૂરત.
ને 'ખૂ...બસૂરત' [2]જેનો માઈનો થાય
એવું વીરેન્દ્ર ધીરે ધીરે ગાય.
'ખૂબસુરત' ગાતો તુરત તે તૈયાર
થયો તેની સાથે થઈ જવાને, વાર
લાગી નહિ પ્હોંચંતાં વીણાની પાસ,
જતી ધીરે ધીરે જોતી આસપાસ.
'હલ્લો' કહી હલ્લો ત્યાં તેણે કીધો,
ચંદ્રીને એકાંતે પ્રેરેલું તાન,
તેથી થઈ ને પૂરેપૂરો ગુલતાન,
વદ્યો એ વીસમીસદીનો ફ્હાનઃ
'તુજને હું ચાહું છું, ચાહું છું હું,

---

૨ બ્યૂ......ટિફુલ

મીઠી વીણા મીઠડી, શું ધારે છે તું ?
સેવાના ક્ષેત્રે શોધું છું સાથી,
રુડું બને શું મને ફૂહે આથી
વીણા બને મુજ જીવન સંગાથી ?
હું છું યુવકોકેરો સાચેરો પ્રાણ,
તું છે એ સુંદરી ગુણ કેરી ખાણ !

વીણા સામું કાંઈ એ જોતી નથી,
સાઈકલને ઝડપે દોડવા મથી,
ઝટ લઈ દૂર બહુ નીકળી ગઈ.

જોર કર્યું વીરેન્દ્રે પેડલપર ખૂબ,
દોડાવી સાઈકલને 'રેડીને ઉર.'
ત્હોય વીણા આઘે ને આઘે વહી જાય,
પાછળ વીરેન્દ્રનો શ્વાસ ના સમાય.
બે ક્ષણમાં હાયરે ! આ કેવું કહેવાય ?
વીણાની સાઈકલની પીઠ ના જણાય.
હાવાં વીરેન્દ્રનો આત્મા અકળાય,
નીકળી પડે છે ત્યાં હૈયાવરાળઃ
'પૃથ્વી સારી તેની પાછળ ભટકું,
પ્રેમ તણી શોધમાં હું ના રે અટકું,
અણધારી મુશ્કેલી આજે નડી,
ફીધી વીણાએ સાઈકલની અડી.
મારી તો સેકન્ડહૅન્ડ, માગેલી ભેટ,
એની છે રૅલે તે રેલાની પેઠ
દોડે, ત્યાં કરવું શું ? ધીમો ના પ્રેમ

ધીમી છે સાઇકલ. નથી મારો દોષ,
તેની પર કાઢજો પ્રેમીઓ રોષ.
'સંન્યાસી થાઉં ? નારીજાતથી રીસાઉં ?'
એવા વિચારોના વમળે ચડી,
જડી માર્ગ મધ્યમની અંતે બુટ્ટી
'દઉં કન્યા શોધવાની તાતને છુટ્ટી.'

સપૂતની વાત સુણી તાત વદે 'વારૂ;
સૌ છે સારૂં જેનું છેવટ સારૂં?'

( ઢાળ )

૧

'એ ખૂન ઉધેડો, દૂધ' કહીને સવારમાં તે આવે,
અમદાવાદી ગૃહિણીને તો કાળ સમી કૈં લાગે.
'હમણાં મેથી મરશે' કહી સ્વાગત તૈયારી કરતી'
'દૂ...ધ, દૂ...ધ'ની બુમોથી ત્યાં પોળ મેથલી ભરતી.
'કેમ ટળે વ્હેલી બહુ ?' જોને પોળ બધી છે સૂની,
'મીલોવાળાંને સા જોવે વેલો તીમાં ખૂની.'
કડકડતી ઠંડી શિયાળે, ચોમાસે મે વરસે,
ભલે, તોય મેથી તો પાંચે સવાર સાંજે આવે.
બજે ભુંગળું મીલ તણું, ને મેથી ટહુકો પાડે.
'સંચા જેવી તુંય અલી,' 'ખૂન, સંચા ભેળું રેવું.'

૨

એક દિવસ ના આવી મેથી, થયા પાંચ, છ, સાત,
બેસી રહ્યા વિના ચ્હા, સહુએ મેથીને દે શાપ.

ચકલામાં ધાંચી ના હાટે ગયો હાથ ધરી લોટો,
ટોળું દેખી ભરવાડીનું ઉતાવળો ત્યાં પહોંચ્યો.
ભરવાડણુ સહુ ભેગી થઇને કરતી'તી ત્યાં વાત,
સાર એટલો તેનો જે મોટરે કર્યો ઉત્પાત.
મેઘી, રૂપી, મેના આવે સરખેજેથી વ્હેલી,
પુર ઝપાટે મોટર આવી દે મેઘી હડસેલી.
દૂધ ઢળ્યું રૂપી, મેનાનું, પણુ મેઘી કચરાઈ,
માથા ઉપર પૈડું ચાલ્યું, અને તુરત તે મોઇ.
'બહુ જ ખોટું થઈ ગયું,' કહી દૂધ લઈને ચાલ્યો,
વિગતે વાત કહી સઘળાંને જીવ ફરીથી બાળ્યો.
'ત્યારે હવે દૂધ આપવા ઘેર આપણે કોઇ,
નહિ આવે', કહી સાતવરસની બબલી તો ત્યાં રોઈ.
'અરે ગાંડી તું એ શું બકે છે? દૂધવાળાંની શી ખોટ
એક કહેતાં સાત સામટાં આવે મૂકી દોટ.'
ગૃહિણીના આ શબ્દો સાથે મારા મનમાં ગુંજે,
'સંચા ભેળું રે'વું બૂન કૈં સંચા ભેળું રે'વું.'

# દિવાળીનો લેખ

## પ્રસ્તાવના

રવિની તો રજા પડી, મન જાણે મજા પડી,
સજા કડી આવી ઊભી અજાણી તે વાર;
મુંબઈના છાપાવાળે એક લખી નાખ્યો પત્ર,
'મોકલી આપોને આપ દિવાળીનો લેખ.'

જીવ વિચારમાં પડયો, 'હું લખું? લખું ન કેમ?
છબી પણ સાથે મોકલી આપું હું તેમ.'
પણ 'કીકો' માંદો પડયો, ગૃહિણીને સેવ અને
પાપડ, ઘુઘરા, પુરી કરવાનું પર્વ.

'પેનસીલ પકડીને રજામાં એ બેઠા કેમ?
કામ મારે ઘણું છે લ્યો દોરી ઝાલો હાથ;'
સાક્ષરને આવી પડી વિપતડી કદી નો'તી,
'હિંદોળુ કે જગાડું!'ની જાણું છું હું વાત.
પણ આ તો 'દોરી ઝાલું? કે હું ઝાલું પેનસિલ?'
એવી ખડી વિપતડી પડી હતી માથ.

પગમાં તો 'દોરી લીધી, હાથમાં તો પેનસિલ,
એમ પારણું ને લેખ બંને ચાલ્યાં જાય;
દિવાળીનો લેખ એમ લખી નાખ્યો લેખકે તો,
અહિં રીઝયો કીકો, તંત્રી રીઝશે શું તેમ ?

## લેખ

'બાપુ મને પેનસિલ;' 'મારે માટે કોપી બુક;'
'બજારમાં જાવ ત્યારે લેતા આવો શાક;'
'નોકરીમાં મોડા કેમ ?;' 'ટયુશનમાં કેમ ન્હોતા
કાલે આવ્યા–' એવું એવું સાંભળવું રોજ;
છતાં જાણે માથા પર ઓછો હોય બોજ તેમ
ભણેલાને ભાષણ ને લેખ તણી ભીડ,
'લેખક કે ભાષક હું નથી, નથી, નથી,' ઢોલ
જાહેરમાં વગડાવું ચડે એવી ચીડ.'

# અમારૂં ગામ

૧

અજબ આકર્ષણનું કૈં ધામ,
રહો એ અમર અમારૂં ગામ.
ગામને પાધર એક તળાવ,
જહીં નરનારી બાળક ન્હાય;
પીએ જળ જેમાં આવી અશ્વ,
બળદ, ગાયો, બકરાં ને ઊંટ,
આખાંબોખાં માટીબેડે નીર ભરંતી નાર
પીવાનું, તે પાસ અહા ! નિજ સ્નાન કરંતી ભેંસ !
મનુજપશુ તણો ભેદ ભૂલાય,
દેખીને દેવ સ્વર્ગ મલકાય.

૨

સ્થળે સ્થળ ઉકરડાના ગંજ,
શિખર પર કુકકુટશ્વાન સોહંત;
સાંકડી શેરી, નીચાં દ્વાર,
ડરી ડરી કરે રવિય સંચાર.

ધૂળ તણા ગોટેગોટા દિનરાત ઉડે ચોમેર,
સામસામી જાણે ફાગણની રમે ધૂળેટી ઘેર;
નિત્ય હોળીનો નવલો રંગ,
મનુજનાં રંગે અંગે અંગ.

૩

ગામમાં ન્હાની એક નિશાળ,
એક શિક્ષકને શિષ્ય અપાર;
ધૂલિ પર બેસી સર્વે બાળ,
ખાય ગુરુની સોટી ને ગાળ.
આંખ ચીપડા, મેલાં કપડા, કાજળ ભૂંસ્યા ગાલ,
ખીલી રહ્યાં પંકજ શાં અહિં અમ માતૃભૂમિનાં બાળ;
નહિ શહેરોનાં ખુરશી બાંક,
ધૂન મચી અજબ ગોખવા આંક.

૪

બજારે એક અમારે હાટ,
લવજી ઠક્કરનો છે જ્યાં ઠાઠ;
મીઠું, મરચું, સાબુ ને તેલ,
સોય, દોરા, બંગડી, ધૂપેલ:
બધું મળે મુજ દુકાનમાં એવો છે એનો ગર્વ,
કૈં પણ માગો કે સમજાશે ખૂટયું હોયે સર્વ.
લવજી અમ ગામ તણું છે નાક,
વેચતો ગ્યાસતેલ ને શાક.

૫

ડાયરો જામે ચોરે રોજ,
ઊડે હુક્કા, બીડીની મોજ;

બપોરે સૂવે તાણી સોડ,
બકે કદી તહેવારોમાં હોડ.
નવકુંકી, ચોપાટ સોગઠાં, ગંજીફો ચીપાય,
રાત દિવસ જ્યાં ચોવટ, જાગતી અલકમલકની થાય.
મૂઠ, જાદુ મંતર ને ચોટ,
ભૂવા ને ભૂત તણી નહિ ખોટ.

૬

રામજીમંદિર ગામની બહાર,
જેહનાં રહેતાં ખુલ્લાં દ્વાર;
રંકને ધનિક સર્વને માટ,
ભેદ ભૂંડા ભૂલી દિનરાત;
માત્ર હરિજન જે કહેવાયે તેથી નહિ અવાય,
બ્રહ્માના ઘરના ભેદો આપણથી શે ભૂંસાય?
હરિજન પણ સમજે છે મર્મ,
સાચવે દૂર રહી નિજ ધર્મ.
આવું રૂડું ગામ અમારૂં, થોરડી તેનું નામ,
નિત્ય રહો જેવું છે તેવું અચલ અને અભિરામ,
અજબ આકર્ષણનું કૈં ધામ !

# દંતધાવનવિક્રયિત્રી*

કર મધ્ય સુશોભન ભારી લઈ.
"હળવે હસતી જતી હંસ ગતી,"
દગથી, વચથી, મતિથી, ગતિથી,
અતિથી પ્રિયસદશ તે બનતી.

નહિ વસ્ત્રવિભૂષણદીપ્તિમતી,
"નહિ જ્ઞાનદિવાકરતપ્તમતિ,"
નિજ કાર્ય સુદક્ષિત રક્ત અતિ,
શિવ–ભીલી સમી જવ સંગ પતિ.

મુજ દ્વાર વિષે નિજ કાર્ય મિષે,
જવ એ યુવતિ પળતી હસતી,
ધસતી ત્વરિતા મમ અંગુલિઓ,
મુજ કોટતણા જમણા જ ખીસે.

---

* મૂળ નામ "દાતણ વેચનારી" રાખ્યું હતું. પણ રા. નરસિંહરાવ અને સ્વ. બોટાદકર જેવા સંસ્કૃતજ્ઞ કવિઓનાં કાવ્યો-થી ટેવાયેલા આપણા વાંચકો કદાચ આ સંસ્કૃતિનો ફેલાવો કરનારી ઉપયોગી વ્યક્તિનો અનાદર કરે, એ ભયથી ઉપર્યુક્ત લેખકોનું અનુકરણ કરી મથાળું સંસ્કારી લીધું છે.

## મજા ત્યાં છે

ત્યાં છે મજા, ત્યાં છે મજા, જો તું પ્રવાસી પ્રકાશના,
દુનિયા મહીં ત્યાં છે મજા માની લીધી જ્યાં તેં મજા.
આળાં અને મોળાં વળી બાળાં અને ભોળાં જહીં,
કાલાં સ્વજન નાચી રહે ત્યાં છે મજા બસ ત્યાં મજા.

અધુરાં મધુરાં લગીર ઓછાં મુરલી–ગીતડાં લવે,
થનગન થનન નાચી રહે હૈયાનું હોડલું ત્યાં મજા.
કુમળાં રમે જ્યાં **साम्ब** રસીયાં ઝૂક ગજવી મહુલીએ,
ઉરપુષ્પ ઉઘડે અધુરૂં મધુરૂં રૂમઝુમતી ત્યાં મજા.

ગભરૂ બટુક ફુલડાં અંબે સમીપ મધુરૂં હસે,
**सोऽहम्** સમો કૈં જાપ જપતા ડોલતી ત્યાં તો મજા.

મુંબાપુરીને માળીયે, ગોંડળ તણે કૈં ગોંદરે,
વઢવાણ કેરી વાડીએ, સૂરત તણી કૈં શેરીએ;
ભાગોળમાં કૈં ભરૂચની, વટપદ્રના વડલા મહીં,
પાટણ તણું પાધર જહીં, ત્યાં છે મજા છે ત્યાં મજા.

# અવિરામ-સંગીત

સુગંધ ધુપ પુષ્પની, ઘૃત તણા દીવાઓ કર્યા,
પ્રસાદ, ચંદન, વિશુદ્ધ જલપાત્ર પાસે ધર્યાં;
ગણેશ,શિવ પાર્વતી, વિવિધ દેવની મૂર્તિઓ
સિંહાસન પરે, વળી ઉપર છત્ર શોભી રહ્યું.

સુમંગલ બધે દીસે, અજબ શાન્તિ વ્યાપી, તહીં
ગ્રહી કરથી નાસિકા શ્વસનરોધ ધીમે કરૂં;
અને જીવ ઉંચે ઉંચે અજબ ઉચ્ચ માર્ગે વહે,
લહે અનુભવો કંઈ અજબ બ્રહ્મબ્રહ્માંડના.
નિહાળું વૈકુંઠ? નહિ કંઈ જ સ્પષ્ટ ત્યાં સાંભળું
સુકોમલ, મધુર, દિવ્ય, અવિરામ સંગીત કૈં
સુસ્પષ્ટ, અહંધન્ય હું નક્કી જ બ્રહ્મનો નાદ એ
સુણ્યો, વિરલ જે મહા ઋષિમુનિ જ કો સાંભળે.

પણ શેનો આ દંશ? આંખ ખુલે, કર આફળે,
પડે ભૂમિ મૃતદેહ ગણગણતા મચ્છર તણો.

## ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલયનાં પ્રકાશનો:

## ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલયનાં પ્રકાશનો

૭૬ હરીંદ્રનાં બે નાટકો ૦–૭–૦
૭૭ કર્મભૂમિ ભાગ ૧ [ સચિત્ર ] ૨–૦–૦
૭૮ કર્મભૂમિ ભાગ ૨ ૨–૮–૦
૭૯ સંગિતમાર્ગદર્શિકા ૦–૬–૦
૮૦ સંગીતવિનોદ ૦-૧૦-૦
૮૧ વિદ્યાર્થી અને યુવકોને ૦–૪–૦
૮૨ સાચું જીવન [ટૉલ્સ્ટૉય] ૦-૧૦-૦

### રાષ્ટ્રિય સાહિત્ય

૮૩ મીઠાવેરો ભા.૧–૨ ૦–૩–૦
૮૪-૮૫ રંગદ્રેષનો દુર્ગ [દક્ષિણ આફ્રિકાનો પ્રશ્ન બે ભાગમાં સચિત્ર] ૫–૦–૦
૮૬-૮૯ આખરી ફેંસલો ભા. ૧–૨–૩–૪ [મહાત્માજી] પાકું પૂંઠું ૬–૪–૦ કાચું પૂંઠું ૫–૦–૦
૯૦ સંપૂર્ણ દારૂનિષેધ ૦–૮–૦
૯૧ હરિજન ભાગવત ૦-૧૨-૦
૯૨ તરુણ ભારત [વીર લાલાજી] ૧-૧૨-૦
૯૩ હિંદુસ્તાનના વેપાર-ઉદ્યોગનો નાશ ૦–૮–૦
૯૪ એવડું પાપ યાને હિંદુસ્તાનની પાયમાલી [ગોપાળદાસ પટેલ] ૦–૬–૦
૯૫ બંગાળા બેહાલ „ ૦–૭–૦
૯૬ સ્વરાજ્યનાં ગીતો ૦-૧૦-૦
૯૭ દેશી રાજ્યો ને ફેડરેશન [ ચુનીલાલ શામજી ત્રિવેદી ] ૫–૦–૦

### જૈન સાહિત્ય

૯૮ આધ્યાત્મિક વિકાસક્રમ [પં. સુખલાલજી] ૦–૬–૦
૯૯ જૈનદષ્ટિએ બ્રહ્મચર્ય વિચાર „ ૦–૫–૦
૧૦૦ ભગવાન મહાવીરના દશ ઉપાસકો ૦–૮–૦
૧૦૧ સામાયિકના પ્રયોગો છઠ્ઠી આવૃત્તિ [ પં. લાલન ] ૦–૫–૦
૧૦૨ અન્તગડદસાઓ ને અણુત્તરોવવાઇયદસાઓ [એમ. સી. મોદી, અંગ્રેજી અનુવાદ નોટ્સ કોષ સાથે]૩–૦–૦
૧૦૩ સમરાઇચ્ચકહા બે ભાગ–પાકું પૂંઠું ૪–૦–૦ સંપાદક ઉપર પ્રમાણે

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય : ગાંધી રસ્તો : અમદાવાદ

# ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલયનાં પ્રકાશનો

૧૦૪ પંચસુત્તમ્
[વી. એમ. શાહ] ૧–૦–૦
૧૦૫ નિરયાવલિયાઓ; સટીક
[ વી. જે. ચોકસી ને ગોપાણી]
પાકું પૂંઠું ૩-૧૨-૦
૧૦૬ પ્રાકૃત માર્ગોપદેશિકા
[પં. બેચરદાસ] ૨–૦–૦
૧૦૭ વિવાગસુયં: સટીક
[એમ. સી. મોદી ને વી. જે. ચોકસી] ૩–૦–૦
૧૦૮ અનેકાર્થસાહિત્ય-સંગહ–સં૦ ચતુર-વિજયજી] ૨–૦–૦
૧૦૯ સોળ સતી
[ધીરજલાલ ધ. શાહ]૧–૪–૦
૧૧૦ સમરાઇચ્ચિકહા
ભવ ૬ ઠ્ઠો ૨–૮–૦
૧૧૧ હેમચંદ્રાચાર્ય ૦–૮–૦
૧૧૨ બ્રહ્મદત્તચરિયમ્ ૧–૦–૦
૧૧૩ રાજપ્રશ્નીય સટીક
[દેવનાગરી ટાઈપમાં–
–અનુવાદ સહિત.]
[સં. પં.બેચરદાસ]૫–૪–૦

**સોલ એજન્સીના પુસ્તકો**

૧૧૪ દિલારામ [અનુ૦માણેકલાલ જોશી] ૧–૮–૦
૧૧૫ પ્રેમળ જ્યોતિ ,, ૧–૮–૦
૧૧૬ યામા (સુધારેલી નવી આવૃત્તિ) ૩–૮–૦
૧૧૭ પ્રલયમૂર્તિ [શ્રી. મોહનલાલ ધામી]પાકું પૂંઠું ૧-૧૨-૦
૧૧૮ કાળની ચક્કી ,, ૧–૦–૦
૧૧૯ પરિચારિકા ,, ૧–૪–૦
૧૨૦ જીવન સંગીતઃ સચિત્ર
[ડૉ. હરિપ્રસાદ દેસાઈ] ૨–૦–૦
૧૨૧ ખોવાયલા તારા
[અ૦ઝીકુભાઈ દેસાઈ]૧–૮–૦
૧૨૨ રજકણ [ધૂમકેતુ] ૧–૪–૦
૧૨૩ ઇતિહાસ દર્શન ,, ૦–૮–૦
૧૨૪ જલબિંદુ ,, ૧–૮–૦
૧૨૫ તણખા : મંડળ
૧–૨–૩–૪ ૬–૮–૦
૧૨૬ જીવનચક્ર ૧–૪–૦
૧૨૭ લખમી અને બીજી વાતો [ધૂમકેતુ] ૦–૨–૦
૧૨૮ ગોવિંદનું ખેતર અને બીજી વાતો,, ૦–૨–૦
૧૨૯ તણખામંડળ : ત્રીજું
[નવી આવૃત્તિ] ૧–૮–૦
૧૩૦ નરકેસરીનેપોલિયન૦–૨–૦
૧૩૧ સર્જન ને ચિંતન,,૧–૮–૦
૧૩૨ મલ્લિકા ,,૨–૮–૦
૧૩૩ દેવકથાઓ ૦–૬–૦
૧૩૪ નર્મદનું ગદ્ય મંદિર ૨–૮–૦
૧૩૫ ગૂજરાતનું પાટનગર
[રત્નમણિરાવ ભીમરાવ ૧૦૩ ચિત્રો સહિત]૬–૦–૦

## અમારાં તથા સોલ એજન્સીનાં નવાં પ્રકાશનો

| | | |
|---|---|---|
| ૧૭૬ | પરશુરામ—સચિત્ર [ ધૂમકેતુ ] | ૦—૨—૦ |
| ૧૭૭ | રજપૂતાણી ને બીજી વાતો ,, | ૦—૨—૦ |
| ૧૭૮ | દેવદાસ [ શરદ્બાબુ ] | ૧—૦—૦ |
| ૧૭૯ | ગોદાન [ પ્રેમચંદજી ] | ૨—૮—૦ |
| ૧૮૦ | કંકાવટી મંડળ. ૧ [પાંચમી આવૃત્તિ][ મેઘાણી ] | ૦—૮—૦ |
| ૧૮૧ | શિકાર—સચિત્ર [ શ્રીરામ શર્મા ] | ૧—૮—૦ |
| ૧૮૨ | માનવદેહમંદિર (સો ચિત્રો સહિત) [ દેસાઈભાઈ ] | ૧—૪—૦ |
| ૧૮૩ | સાહિત્યદર્શન [ અંબાલાલ નૃ. શાહ ] | ૦—૧૦—૦ |
| ૧૮૪ | કથાપરી [ કિશોરોપયોગી બાલવાર્તાનો સંગ્રહ ] | ૨—૮—૦ |
| ૧૮૫ | અર્ચન [ કાવ્યનો સંગ્રહ ] | ૨—૦—૦ |
| ૧૮૬ | કાવ્યસંહિતા ,, | ૧—૦—૦ |
| ૧૮૭ | પક્ષીમિત્રો ( સચિત્ર ) | ૦—૫—૦ |
| ૧૮૮ | તુલસીદાસ ,, | ૦—૩—૦ |
| ૧૮૯ | અજિતા [ નવલકથા ] [ ધૂમકેતુ ] | ૨—૮—૦ |
| ૧૯૦ | પરાજય [ નવલકથા ] [ ધૂમકેતુ ] | ૨—૮—૦ |
| ૧૯૧ | નાની પોથી ધૂમકેતુ | ૦—૧—૦ |
| ૧૯૨ | પહેલી ચોપડી ,, | ૦—૧—૦ |
| ૧૯૩ | બીજી ચોપડી ,, | ૦—૧—૬ |
| ૧૯૪ | સંત ચરિતાવલિ ,, | છપાય છે |
| ૧૯૫ | ચાલો ગામડામાં | છપાય છે |

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય : ગાંધી રસ્તો : અમદાવાદ

# કાશીનાથ

૧-૮-૦

શરદબાબુ

આ પુસ્તકમાં શરદબાબુની છ વાતોનો સંગ્રહ છે. તે પૈકી એક, એક ભોળા નોકર પરના અન્યાયની છે. બાકીની પાંચેય વાતોમાં લગ્ન-પ્રેમની ચર્ચા આવે છે. શ્રી.રામનારાયણ પાઠક લખે છે: 'આ બધી વાતો વાંચતાં એક બે વાત બહુ સ્ફુટ થાય છે. જીવનની ફિલસૂફી પણ, મહાન સત્ય છે. જો પરણવું જ હોય તો જ્યાં પ્રેમ હોય ત્યાંજ પરણવું, વ્યવહારના કે એવા કોઈ સાચા ખોટા નિમિત્તે બીજે ન પરણવું.'

# દેવદાસ

૧-૦-૦

શરદબાબુના જીવન તથા છબી સાથે.

અનુ૦ જયભિખ્ખુ તથા રતિલાલ દેસાઈ

શરદબાબુની કરુણાંત સળંગ નવલકથાઓમાં આ નવલ સર્વશ્રેષ્ઠ છે: અને વાચકોને અનુભવ છે કે દેવદાસનું પાત્ર દિવસો સુધી મગજ ઉપર કબજો કરી લે છે. પ્રેમત્રિકોણની નવીજ ફિલસૂફી અહીં રજૂ થઈ છે. સાથે શરદબાબુના ગ્રંથોને લગભગ અપ્રાપ્ય એવું રંગ-રેખાનો સુમેળ સાધતું શ્રી કનુ દેસાઈનું દ્વિરંગી જેકેટ.

# શ્રીકાન્ત

૪-૦-૦

અનુવાદક : શ્રી સુશીલ

ભાગ ૩-૪

# જોહર

૦-૬-૦

લેખક :

**ધીરજલાલ ધનજીભાઇ શાહ**

ટોડ રાજસ્થાન અને રજપૂતાનેકા ઇતિહાસ પરથી સ્વતંત્ર રીતે લખાયેલી વીર ક્ષત્રિયાણીઓની શૌર્ય નીતરતી સાત ઐતિહાસિક વાર્તાઓનો સંગ્રહ—જેને માટે પુસ્તકાલય કહે છે—લેખકની શૈલી ઘણી આકર્ષક છે. આ પુસ્તક વાંચતાં સ્ત્રી તરફ માનની લાગણી પેદા થાય છે. સમાજમાં આવા વાંચનની ખાસ જરૂર છે.

# સોળ સતી

૧-૪-૦

લેખક :

**ધીરજલાલ ધનજીભાઈ શાહ**

ભારતવર્ષના પૂર્વ ઇતિહાસમાંથી ચૂંટી કાઢેલી આર્ય સન્નારીઓનાં ઉજ્જવળ ચરિત્રો આલેખતી સોળ સતીઓની યશગાથાઓ : જૈન સાહિત્યમાં સુવર્ણાક્ષરે અંકિત થયેલ સતીઓના સોળ ઐતિહાસિક કથાનકોને સુંદર, સરળ ભાષામાં આમાં રજૂ કરવામાં આવ્યાં છે. ગુજરાતના દરેક વર્તમાનપત્રે આ પુસ્તકની પ્રશંસા કરી છે.

જન્મભૂમિમાં **કલમ અને કિતાબકાર** કહે છે—

"પ્રાચીન જૈન ઇતિહાસમાં ઝળકતાં સોળ સ્ત્રી ચરિત્રોની—કેટલીક તો ભાત પાડતી આખ્યાયિકાઓ સીધી સાદી વાણીમાં મુકાયેલી છે. તેના ઉપર સાંપ્રદાયિક રંગો નથી ચડવા પામ્યા તેથી સહુને રસપ્રદ બનશે.

**પુસ્તકાલય** કહે છે : 'આવા પુસ્તકની એકાદ પ્રત તો પુસ્તકાલયમાં વસાવાય એ જ હિતાવહ છે.'

# શ્રી કાન્ત

## ભાગ ૧, ૨, ૩ અને ૪

[શરદ્‌બાબુની સર્વોત્તમ કૃતિ, જેનો
કેટલીયે ભાષામાં અનુવાદ થઈ ચૂક્યો છે.]

'શ્રી સુશીલની બંગાલી સાહિત્યોપાસનાનો મને આથી ઊલટો જ અનુભવ છે. બંગાલી ભાષાના વરિષ્ઠ સંસ્કારને એના બાહ્ય કલેવરમાંથી મુક્ત કરીને ગુજરાતી ભાષાના વરિષ્ઠ સંસ્કારો સાથે વણી નાખવાની વાત કોઈ બુદ્ધિની કે આવડતની વસ્તુ નથી. એ વણાટનો સાળવી પણ આપણો અંતરતમ રસાત્મા છેઃ શ્રી સુશીલે એને સાધ્યો છે. વધુ શું કહું? આ અનુવાદમાં મેં વણાટ નિહાળ્યો છે. મારી આશા ફળી છે. બાકી તો વાચકોના જ અનુભવ પર છોડું છું.'

**શ્રી ઝવેરચંદ મેઘાણી**
[ત્રીજા ભાગની પ્રસ્તાવનામાંથી]

## આખા સેટના સાત રૂપિયા

પોસ્ટેજ માફ






KUMAR PRINTERY AHMEDABAD